પણ તમે અમારા તો વા'લા રે;
ફરનારી કે'તી ફરી ફરી,
એવા તેવા નીકળી ગયા ચાળા રે. પાધર૦ ૨૬
લોક કે'તા તમને અવનવુ,
પરોણા તમે મત્સરના દેવતા રે;
ફૂટનારી કે'તી કેર થઇ ગયો,
તે તો આજ નરકને સેવના રે. પાધર૦ ૨૭
પરોણા રકને તમે રજાડિયા,
તમે કર્યા તવગર અમને રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જમડા નવ આણે દયા મને રે. પાધર૦ ૨૮
બાપુ એમ ષડ્રિપુમા સહુ મોહી રહ્યું,
ફૂટનારી નવ જાણે મારૂં તારૂં રે;
બાપુ ફરનારી કે'તી ફરી ફરી,
નામ એક નીરાંતનુ સારૂ રે. પાધર૦ ૨૯
ધીરે બાપુનું નામ કેવુ ધર્યું,
ગાયકવાડ રાજ મહારાજ રે;
બાપુ ઉભય ગુરૂને જઇને નમુ,
કરૂં હું તો જ્ઞાન રાજકાજ રે. પાધર૦ ૩૦

---

## ગરબીઓ.

### મનચંગ.

#### ગરબી ૧ લી.

કરો વશ મનડુ તમારૂં પહેલુ ભોગી;
તો તો તમે કહેવાવ ખરા ગત જોગી. ટેક ૧

એ તો જોને મારગ આરો ભૂલાવે;
એ તો જોને દેહડી મુદ્ધાં તે દૂલાવે. કરો વશ૦ ૨
એણે તો અલ્યા જ્ઞાની મુનિ ને મોટા રાગી;
પાડ્યા ભૂમિતળમાં ને હાક જેની વાગી. કરો વશ૦ ૩
એણે તો અલ્યા દેવ દાનવને લઢાડ્યા;
એણે તો અલ્યા શૃંગીઋષિને પાડ્યા. કરો વશ૦ ૪
એને તો મોટો દેવ શતો તમે માનો;
એનાથી નથી કોઇ ટોઠો ભાઇ છાનો. કરો વશ૦ ૫
એનો તો અ'પા મહિમા કહે કોણ મોટો;
ટાળી દે એ તો જ્ઞાનતણો ધર્યો સોટો. કરો વશ૦ ૬
એ તો જઈ આકાશમાં ઘર બાંધે,
એ તો જઇ દ્રવ્યનો ધંધો સાધે. કરો વશ૦ ૭
એ તો જઈ નરકમાં ભમી આવે;
એ તો જઇ પુષ્પની વાસના લાવે. કરો વશ૦ ૮
એ તો અલ્યા ઘોડા કરતા ઘણું ચાલે,
એ તો અલ્યા જ્ઞાનની ગુજ્જોને બાળે. કરો વશ૦ ૯
બાપુ નામ નીરાંતનુ મૂકાવે;
ભાઈ એ તો ધીર ધણીને ચૂકાવે. કરો વશ૦ ૧૦

ગરબી ૨ જી.

માનો તમે મનદેવ મોટામા મોટો;
એથી બીજો આડબર માનો તમે ખોટો ટેક. ૧
એનુ રૂપ હશે કેવુ કોણ જાણે;
એ તો વૃત્તિ સતમા લાગેલી ભાઈ તાણે. માનો૦
એણે તો ભાઈ નારદ નારી બનાવી;

એણે તો દુર્વાસાતણી મતિ ભમાવી. માનો૦ ૩
એણે તો કર્યા વસિષ્ઠ વિશ્વામિત્ર ગાંડા;
એણે તો કર્યા ચદ્રમા જુઓ ખાંડા. માનો૦ ૪
એની તો કંઈ અકળ કળા છે અપારી;
એનાથકી સુખ ભોગ સાંભરે નારી. માનો૦ ૫
એને તમે બાંધી બાંધી કદી રાખો;
એને કદી છાંદી છૂંદી તમે ભાખો. માનો૦ ૬
હવે તો અમે મનડુ વશ સારૂ કીધુ;
કે'શો જ્ઞાનામૃત ગુરૂ પાસેથી પીધુ. માનો૦ ૭
તે તો સહુ જાણજો વાતે વાતો;
એના વિશ્વાસે [રે'તાં] થાય જ્ઞાની ખત્તા ખાતો. માનો૦ ૮
એની તો કંઈ અકળ કળા અલબેલી;
મન દેવ છે મસ્તાનો અને વળી છેલી. માનો૦ ૯
બાપુ તમે જ્ઞાન ઘૂંટડો પીવો ધારો;
તો તો ભાઈ નીરાંત જશું મન મારો. માનો૦ ૧૦

ગરબી ૩ જી.

મનડું નાખે અટપટી આંટી અપારી;
કરે એ તો વાયુના વેગ પરે સ્વારી. ટેક. ૧
લલચાવે એ તો સંત ને મોટા મહંત;
એનાવડે જોગી (અતિ) અતિ દુ:ખ સહંત મનડુ૦ ૨
એ તો જઈ આંબાનું ફળ કદી ખાચે,
એ તો જઈ નરકના કુંડમાં નાંચે મનડુ૦ ૩
એતો કદી પાંચ પકવાનનું ભુખ્યુ;
એ તો કહેશે પેટમાં ઘણુ મને દુખ્યુ. મનડું૦ ૪

અસ્થા દેહ દોરવાનું ધારે તો દોડે;
એ તો ભાઈ ચોરી કરવી નવ છોડે. મનકુ૦ ૫
એ તો કરે પુણ્ય દાનનાં કામો;
એ તો મેળવે શુદ્ધ સ્વરૂપનો સ્વામો. મનકુ૦ ૬
યોગીરાજની છે કુંચી એની પાસે;
એનાથી મોટા સત મહંત બહુ ત્રાસે. મનકુ૦ ૭
એને કદી લાગે જો કૂડમાં રાડ;
જુવે નહિ તડકો વરસા કે ટાઢ. મનકુ૦ ૮
એને કદી લાગે અતિ ઘણી (ભાઈ) ભૂખ;
બાપુ લાગે ટાઢ વરસાદ ને લૂણ. મનકુ૦ ૯
નીરાંતનું નામ એ તો નીગરાવે;
બાપુ મૂઢ હોય તે આવે એને દાવે. મનકુ૦ ૧૦

## ગરબી ૪ થી.

મનની તો ગતિ મુનિવર જોયા વખાણે;
એ તો અલ્પા આગમમજીનુ સુખ માણે. ટેક. ૧
એ તો થાયે જોગી જતિ કોઇ વાગે;
એ તો કદી પડરિપુને સહાગે. મનની૦ ૨
એ તો કદી પડરિપુનુ થાય સ્વામી;
એ તો કદી બનતું મહાયોગ ધામી. મનની૦ ૩
એની કળા મુનિવરથી ન કળાયે;
એનાથી ભાઇ સત મહંત લજાયે. મનની૦ ૪
એને તો કોઇ વશ કરે મોટા જોગી;
થઇ જાય તે તો ભવદુઃખના પાર ભોગી. મનની૦ ૫

૬ સ્વામો—સ્વામ-ભગવાન. ૮ રાડ-પ્રીતિ. ૫ ભવ ઈ૦—ભવદુઃખની પારના ભોગી થઈ જાય. અર્થાત્ મુક્તિના ભોગી થાય.

કદા મરતુ નથી ને મરે મનડુ;
તો તો જાણો પ્રભુને તમારૂ એક તનડુ. મનની૦ ૬
એ તો પડે સતસમાગમ કેદે,
એની ગતિ મહુત મોટા થઈ છેદે મનની૦ ૭
એને તો આ પા સાતો હૃદયમા રૂ ધે,
પછી એને લટકાવે માથે ઉ ધે મનની૦ ૮
પાણ એવા શિક્ષા કરે કોઈ મોટા,
બાજ તો નામગનાથા શાબ્દમી જાણે રોટા મનની૦ ૯
બાપુ ધીર નીરાતની કરે મન સેન,
મડયા એણે એવા સતથકી આતમેવ મનની૦ ૧૦

## ચીઅંગ.

### ગરબી ૧ લી.

આવો આવો, સુણાવુ જ્ઞાનની વાતો,
જેથી મટે, તમારી અજ્ઞાન ગતો ટેક ૧
તમે તરિયાનો, તાર તનથી તોડો,
તો તો પરબ્રહ્મ સહ તમે ચિત્ત જોડો આવો૦ ૨
એ તો કરશે, આધળો તને સહુ પોલો,
અનેકાને, મૃદ થઈને જેનો ઘેનો આવો૦ ૩
એનેકાને તો ઘર વસ્યા જોયુ,
ચીનકાજે તો સુખડા સૌ ખોઈશુ આવો૦ ૪
એ તો ગુરૂને ઘેર કેમે નવ જાશો,
બાઈ બાઈડીના મન મુકીએ ખાશો આવો૦ ૫
એ તો જાણે છોકરા બાઈ એક ટાટો;
કેમે ખાવાનુ નાનો નેમ દમે શકો આવો૦ ૬

---

૯ નામગતોનાથા—પ્રટગંગ જેવા ૧૦ આતમેવ—આતમાર

એ તો ગોદું ચડાવી કરશે મટકો;
એ તો ગર્વ વચન કરશે લટકો. આવો૦ ૭
એ તો છોકરાંને મારશે તાણી ચીશે;
એ તો અલ્યા મારીને બાંધશે તારે મિષે. આવો૦ ૮
એ તો માટચો લાવીશ ત્યારે ચોળી માગે;
એને આણું આપીશ ત્યારે કબજાનુ જાગે. આવો૦ ૯
આવુ એવી નાર છે ભાઇ પાતે ખાટી;
છોડાવશે જ્ઞાનની વાત ભાઇ માગી સાટી. આવો૦ ૧૦

## ગરબી ૨૭.

માનો માનો અમારૂં જ્ઞાન વસે હૃદે;
નારીતણો ખુદાવ્યો તું તો કેમ ખુદે. ટેક. ૧
નથી મુક્તિ કે નથી જગતની ભુક્તિ;
એ તો તને ભુરકી નાખીને ભાઈ ભરી ભૂતિ. માનો૦ ૨
તોય ચેતે ન મૂઢ તુંય મનથકી;
દ્રવ્ય વિના રહેવાદે ઘડી એક ટકી. માનો૦ ૩
અલ્યા નવ પૈસો લઇને તું ઘેર આવે;
ત્યારે ભાઈ બોલશે બાઈ જેમ મન ભાવે. માનો૦ ૪
હું તો શું શેણે તારા ઘરમાં આવી;
અલ્યા ભીખારીની રાંડ અમો કા'વી. માનો૦ ૫
આ છોકરાંને નથી આંગળાં ટોપી;
એમ કહી મર્યાદ જાણજે એણે લોપી. માનો૦ ૬
કદી નાતરાનો ચાલ અલ્યા તારી ન્યાતે;
તો તો બાબા ઘડજે તમે બેડા હાથે. માનો૦ ૭

---

૬—ચોળાવતી. ૭ બાબા ઘડજે—રોટલા કરજે.

અલ્યા કદી વાણિયા કે બ્રાહ્મણની જાત તારી,
તો તો જાણજે તને તેહ નાખે મારી. માનો૦ ૮
કદી ઉગરે મરવામાથી એક વેળા;
કરશે સો પચાસ દાવ નારી ભેળા માનો૦ ૯
બાપુ તારી દશા એવી તો થશે રાત દા'ડો;
એટલુ છતા નવ માને તો તો તુજ પાડો. માનો૦ ૧૦

ગરબી ૩ ૭.

સુણો સુણો તમારા શરવા કાને;
માનો માનો અમારૂ મનડું માને. ટેક ૧
કદી ધીંગો તો થયો અલ્યા ધનથકી,
તો તો જાણજે ગઇ તારી નાર છકી. સુણો૦ ૨
તારી માતાને ગાળો મોટી મોટી દેશે;
તારા બાપને તો નખોદિયો કે'શે સુણો૦ ૩
તારાં છોકરાને ભૂમિ માહી આફટશે;
અલ્યા તારી તે સાથ એ તો નિત્ય લઢશે. સુણો૦ ૪
તારી બેનીને કે'શે તમે મળે ક્યારે;
તારી દાદીને તારી પૂઠે મારે સુણો૦ ૫
હઇશ ધીંગો તો નારી અલ્યા એમ કરશે;
તારા મિત્રને તે વિધ વિધ આવી નડશે સુણો૦ ૬
કદી મારવા જઇશ તો ધાટો દશે;
કસઇવાડાનો બોલ તને પે'લો કે'શે. સુણો૦ ૭
તારી આબરૂમા મોટુ મીડું ફેરવશે;
એ તો લડવાને કાંઇ કાઇ ટેરવશે. સુણો૦ ૮

---

૮ ટેરવશે—પાયો ટેરવશે—ફરેફરણી આપને

એમ જાણીને છોડ જેહ મોટી બલા;
મારૂં માનીને જ્ઞાની થાવ ભાઈ ભલા. સુણો૦ ૯
બાપુ મારૂં તે કહું છુ અમે અનુભવી;
છોડો નારી તો દર્શે ઝાક નવો રવિ. સુણો૦ ૧૦

ગરબી ૪ થી.

જાણો જાણો તમે તો ભાઇ જુવતી કેવી;
માણો માણો વિચારીને માયા દેવી ટેક ૧
નમો નમો નીરંતનુ નામ લઈ;
ભમો ભમો ભામા તમે શાના ભઈ. જાણો૦ ૨
માનો માનો અમારૂ તો તો નારી છોડો;
તાનો તાનો લાગે તો તમે તનકુ તોડો જાણો૦ ૩
શાણો શાણો થઇશ તો તુ જન્મમા ત્યારે;
છાનો છાનો કહુ છુ નારી કાટેછારે. જાણો૦ ૪
વા'લા વા'લા તે અમો ભાઇ લાગુ ક્યારે,
કાલા કાલા તે બોલ તમે ગાળો જ્યારે જાણો૦ ૫
મારી મારી તે શીખ અમો દઉં સાચી,
મારી મારી તે મમતાને જઓ રાચી જાણો૦ ૬
તરો તરો તરછોડો તમે મન માની;
વરો વરો મીરાની તમે જાણી બાની. જાણો૦ ૭
છરો છરો છુદવાનો અસ્યા છે કામી,
ભરો ભરો ન ભારે પાપ પાપાણી પામી જાણો૦ ૮
સતી સતી નથી અસ્યા કોઇ એકે;

રવિ—( જ્ઞાનરૂપી ) ૪ માગો-તાજો ૭ બાની-વાણી.

મતિ મતિ સીતાની જુઓ ફેવે ટેકે જાણો૦ ૯
બાપુ બાપુ કહે છે મારૂ માનો ભાઇ,
દાપુ દાપુ ચૂકાવો તમે બ્રહ્મ રાઇ જાણો૦ ૧૦

## વિશ્વાસઅંગ

### રાગની ૧ લી.

રાખો વિશ્વાસ તમે એક ટેક રે,
કામ થાય ભાઈ વાસાના લેકે રે ટેક ૧
પથ્થર પૂજી પૂજીને માહી માનો રે,
કોઇ તમને દેખાય છે પ્રભુ છાનો રે રાખો૦ ૨
છાણના દેવ કરીને તમે પૂજો રે,
માટી નળિયું ને ઇંટ ભેળો પુજો રે રાખો૦ ૩
તેથી તરી જઇએ એમ તમે માનો રે,
અલ્યા આપનુ આપ કેણે ન પિછાનો રે. રાખો૦ ૪
આ પ્રા બાપના બાપનું તમે જાણો રે,
તેના ખરા ખોટા માહી માણો રે. રાખો૦ ૫
પુરાણ લખે વરસ થયા ટાડો રે,
રાખે વિશ્વાસ તેના પર ગાડો રે રાખો૦ ૬
નવ વિશ્વાસ આંખ ઘડી મીચી રે,
નથી છાણ માટોડી કે કેડે માહી વીંછી રે રાખો૦ ૭

---

૧૦ દાપુ ઈ૦—બ્રહ્મરૂપી રાજાનું દાપુ તમે ચુકવો
૧ વાસાના લેકે—એક દિવસના ઠોકનાથી. ૪ આપનુ આપ—પોતાનો આત્મા. ૬ ટાડો—પોર (ઘણા)

પે'લાં લીલાં તે પીળાં માંહી દેખો રે;
પછે અવનવુ અજાયબ પેખો રે. રાખો૦ ૮
એમ ફરો તમે વાર વાર ભાઇ રે;
તો તો આવી મળે પરબ્રહ્મરાઇ રે. રાખો૦ ૯
બાપુ એક વિશ્વાસ જોઇએ મન મોટો રે;
તો તો ધીર નીરાંતનો ધણી નથી ખોટો રે. રાખો૦ ૧૦

## ગરબી ર ૭.

વિશ્વાસે અલ્યા પાડાની થાય છે પાડી રે;
વિશ્વાસે અલ્યા ખાડાની થાય છે ખાડી રે. ટેક. ૧
વિશ્વાસે અલ્યા ગાડાનાં થાય છે ડાહ્યા રે;
અવિશ્વાસે ભાઇ મૂતા મૂકે છે જાયાં રે. વિ૦ ૨
વિશ્વાસે જોને ચાતક તરસ્યુ ન રે'તુ રે;
વિશ્વાસે જોને આપમાંથી આપ એમ કે'તુ રે. વિ૦ ૩
લાગે તને માળામાં જો વિશ્વાસ રે,
તો કયમ તનમાળો તે પૂરે નવ આશ રે વિ૦ ૪
લાગે મૂર્તિમાં મન અલ્યા તારૂ રે,
તો કયમ ઇશ્વિરનિર્મિત લાગે ખારૂં રે. વિ૦ ૫
પૂરશે પથ્થર જો આશા તમારી રે;
તો તો માનો થોડીશી શીખામણ મારી રે. વિ૦ ૬
જેવુ મનડુ પથ્થરમાં પરોવો રે,
તેવુ ધ્યાન મુક્તિમણિમાં પરોવો રે. વિ૦ ૭
પછે જુઓ પથ્થરાએ પૂરેલી આશા રે;

---

૩ આપમાથી કે૦—પોતાનામાથી પોતાનુ આત્મસ્વરૂપ જણાય.
૪ તનમાળો—શરીરરૂપી માળો

પછે જો જો આખ મીચીને તમે નાસા રે વિ० ૮
જેમાથી આનંદ થાય તે ત્રેં'જો રે,
ખરૂ ખોટુ આવીને મને કે'જો રે. વિ० ૯
બાપુ જુએ નાસા તે એક પો'ર રે;
ધીર નીરાત મળે જન્મોજનમનો પોર રે. વિ० ૧૦

## ગરબી ૩ ૭.

વિશ્વાસે જોને અલ્યા માતાના ઉદર માહી રે,
તારૂ નાગદાર પોષણ કરે ત્યાહા રે. ટેક ૧
વિશ્વાસે જોને રક્ષણ કેવુ કરે છે રે,
વિશ્વાસે જોને ઉદર બનેનુ ભરે છે રે વિ० ૨
ભરોસો રાખે તો ગખજે એક રે,
જન્મતા પહેલો જોજે પયનો વિવેક રે. વિ० ૩
કદી કહોશ એ તો થાય નિરગ્યુ રે;
તો જળચર આદિથી મન કર્ય ગરગ્યુ રે. વિ० ૪
અગાધ જળમાં માછલાને કર્યું સૂવા રે,
તારેકાજ કાઈ નથી દીધુ એણે ચૂવા રે. વિ० ૫
ખાન પાન વસ્ત્ર અને મીઠા મેવા રે;
ગુરૂદ્વારે સમજાવે તને રૂડી સેવા રે. વિ० ૬
કર્ય વિચાર એક થોડુ કહુ છું રે;
મન રખે ફેરવતો દુવાઈ તને દઉ છું રે. વિ० ૭
નર નારીથી તે નાનેરૂ બાળ રે;

પશુ પક્ષી પતંગ કીટ ભાળ્ય રે વિ૦ ૮
એમાં કોઇ કદીએ સૂવે અધ્યા ભૂખ્યું રે,
જેને વિશ્વભરને તે દુખ સહુનું દુખ્યું રે વિ૦ ૯
બાપુ પછે વિશ્વાસ કેમ નથી ધરતો રે,
ધીર નીરાંતનું કહ્યું કેમ નથી કરતો રે વિ૦ ૧૦

ગરબી ૪ થી.

અધ્યા જેમ ભટકે શ્વાન તેમ તમે ભટકો રે,
કદી લઇ પથરો ને માથું માંહી પટકો રે ટેક ૧
કદી દોડો દશે દિશામાં ગાંઈ ધાઈ રે,
તો પણ તુને મળતી નથી એક પાઇ રે અધ્યા૦ ૨
કેટલાક વગર શ્રમે ઘણું પામે રે,
તું તો ટગર ટગર જોઈ રહેછે તેની સામે રે અધ્યા૦ ૩
મળ્યાને કહેછે તું તો એનું ભાગ્ય મોટું રે,
ધરજ્ય વિશ્વાસ પછી તારૂં કાંજે ખોટું રે અધ્યા૦ ૪
પણ નહિ વિશ્વાસ અધ્યા તને મૂઢ રે,
અવિશ્વાસ આગે આભરે ન ગરૂડારૂઢ રે અધ્યા૦ ૫
જો સદ્ગુરૂનો સમાગમ થાય તને રે,
તો તો ભાસે વિશ્વાસનું ઘર મને રે અધ્યા૦ ૬
પણ એ તો માયાદેવીની મોટી ઘાટી રે,
શા ભોગે છૂટે તારાથી એ આંટી રે અધ્યા૦ ૭
એક દિવસ વિશ્વાસે ભૂખ્યો તું સૂઇ રે જે રે
ભૂખ્યો રે'તો આવી મને કે'જે રે અધ્યા૦ ૮
એક દહાડો તો માન કહ્યું મારૂં રે,
જ્યાં સુધરે જનમોજનમનું તારૂં રે અધ્યા૦ ૯
બાપુ રખ્ય ધીર ધણીનો ભરોસો રે,

નીશતના નામમાં પડવાનો નથી તને સાંસો રે. અ૦ ૧૦

## ધનઅંગ.

### ગરબી ૧ લી.

ધન ક્યાથી લાવુ ક્યાથી લાવુ ક્યાથી લાવુ જો;
ખાડો ખોદુ આડો પડુ કૃપણ કા'વુ જો. ટેક. ૧
કૂવા ખોદુ માહી મરૂ ટાકા ધોઉ જો;
ચગદઈ મરૂ તોય માહી બેઠો રોઉ જો. ધન૦ ૨
અલ્યા ખોધુ હાથ એકસો ને આડ સુધી જો;
તોય ધન ન જડ્યું પાણી પીધુ બુધી જો. ધન૦ ૩
હાટ માંડી મરચુ વેચુ હીંગ વેચુ જો;
એમે પેર પેરનુ ધરેછે તુ તો મન પેચુ જો. ધન૦ ૪
ખાતો નથી પીતો નથી ધનકાજે જો;
ધનકાજ સાત દહાડો આવે વાજે જો. ધન૦ ૫
વા'ણમાં બેશીને પીએ ખારૂં પાણી જો;
સુખ દુ:ખ વેઠે નાણુ એક મન આણી જો ધન૦ ૬
સૂવે નહિ સેજડીમાં રૂવે બેશી જો;
ભવે તને વર્ષ તો થયાં(અલ્યા,ખરાં બેશી જો. ધન૦ ૭
ઝાડે ચઢે પા'ડે ચઢે તાડે ચઢે રોજે જો,
હાથી ધરે વાઘ ધરે જ્યા ત્યાં ધન ખોજે જો. ધન૦ ૮
ગાંડો થાય ડાહ્યો થાય મૂગો બને જો;
જ્યાં ત્યાં કરી તુ તો ધન તારી કરે કને જો. ધન૦ ૯
બાપુ કરીશ શુ ઘણુ મેળ્યુ ધન અલ્યા જો,
વ્યર્થ જાશે નવ નીશાન ને ધીર મળ્યા જો ધન૦ ૧૦

---

૪ પેચુ—પેચ.

### ગરબી ૨ જી.

અલ્યા ધનકાજે મૂઢ તું તો મારે સગો જો;
કરી મિત્રતા ને કરે માંહો માંહી દગો જો. ટેક. ૧
ધનકાજે પરણી નારીથકી નિત્ય લઢે જો;
રાંડ વાપરી દ છે કહી કહી કઢે જો. અલ્યા૦ ૨
અમે મરીએ ધનકાજે નવ ધ્યાને ધરે જો;
રાંડ બેઠી બેઠી ચોખુંચટ મેળ્યુ (સહુ)કરે જો. અલ્યા૦ ૩
રાંડ કોઠાં જોઇએ બોરાં જોઇએ તારે ખાવા જો;
હવે એવું કરશો તો થઈ જઇશુ અમે બાવા જો. અલ્યા૦ ૪
મરી મરીને કમાઇએ અમે ધન ઘણુ જો;
હાય હાય કરતાં નારીથી ન તારે બન્યુ જો. અલ્યા૦ ૫
એમ ખરચાએ કદી પૈસો એક તારો જો;
ડરાવે બાઇડીને ગલું અમો એકતારો જો. અલ્યા૦ ૬
રાંડને સમજણ નહિ કે ધન કેમ મળે જો;
ધણી થઈને કહે રાંડ તારો બાપ રળે જો ! અલ્યા૦ ૭
ટળવળે છોકરું તો તેને નવ આપે પાઈ જો;
છાનો છપનો તું તો છોકરાંથી જાય ખાઈ જો. અલ્યા૦ ૮
મરો છોકરાં કે અલ્યા મરો તારી પરણી જો;
(તોય) તું તો કાઢે નવ ધન થયું જેહ ધરણી જો. અલ્યા૦૯
બાપુ એવું કરી કરી તું તો ભરે દલ્લો જો;
ધીર નીરાંત વિના ન પંથ સુજે ભલ્લો જો. અલ્યા૦ ૧૦

### ગરબી ૩ જી.

સંતસમાગમ મૂકે તું તો ધનકાજે જો;

---

૬ ડરાવે-નીકવે-કઢાપો કરાવે. ૬ એકતારો-એક તારવાળું વાજું-તંબુરો.

ચોરી કરે ધનકાજે માર ઘણો વાજે જો. સત૦ ૧
વૃદ્ધ માતાને દુ ખ ઘો છો પૈસામાટે જો,
વા'લી પુત્રીને જઇ વેચો પૈસા સાટે જો સત૦ ૨
આજ મરે કાલે મરે એવો વર જુઓ જો,
પૈસો લેઇ તાપ ત્રિવિધિના ખુઓ જો સત૦ ૩
પરણી થાય ધનવાન તર્ત દેહથી જુઓ જો,
તમે બા'રનુ ભાઈ તો ત્યારે ઘણા રૂઓ જો સત૦ ૪
એમ થાવ ડાહ્યા ગાડા તમે ધનસારૂ જો,
ધનકાજ તમે પડાવો શરીરે ધારૂ જો. સત૦ ૫
મારા ધન આગે અલ્યા તારૂ કશા લેખે જો,
એમ આખડી ચઢશે ને ભાઇ નવ દેખે જો સત૦ ૬
હુ છુ શ્રીમત અને અલ્યા મોટો ધની જો,
એમ ધન મળ્યા પછી વાત જાશે તારી બની જો સ૦ ૭
નહિ મળે તો કહીશ ગરીબ છુ અમો ઘણા જો,
પેટકાજ હવે દાસ થઉ કોણતણા જો સત૦ ૮
મળે ધન તોય સાચવ્યાની બીક રહે જો,
ન મળે તો દીનતાતણુ દુ ખ વહે જો સત૦ ૯
બાપુ માને જો મારૂ તો તો કહુ સીધુ જો,
ધન ધીર નીચતના નામે તારૂ જોયે દીધુ જો સત૦ ૧૦

ગરબી ૪ થી.

સુણ અલ્યા ધનના મેળવનાર વાત મારી જો,
તારી મતિ અવળી કરૂ સધી સારી જો ટેક [1]૧
હાયવરાળ કરીને તુ તો ધન રળ્યો જો,

---

૧ વાજે નાગે ૪ ના રનુ—બાહારનુ—ઉપર ઉપરનુ

એક ચોની જનાગે અલ્ય, તને મળ્યો જે સુણ૦ ૨
ધન ગ્ળી રળી આપ્યુ તે તો વ્યાજે સહુને જો,
ઓઢી ચાદર ને રડાવ્યા ધની બહુને જો મુણ૦ ૩
કર્યો વેંપાર ને માહી લાગી ખોટ ઘણી જો;
તો તો થઈ પડ્યો પાછો આ યાતુ જન્મજાણી જો સુણ૦ ૪
ચઢ્યા દરિયામા માલ લેવા જાવે જવા જો,
મળ્યુ નહિ દશ વીશ દિન ત્યહી ખાવા જો મુણ૦ ૫
એમ કરી ફરી લાવ્યો ધન તીર મુધી જો,
વાહાણ ખડકે અકળાયુ કશુ કરા બુધી જો સુણ૦ ૬
કદી જાવે જઇને લાવે તારા પરિયા ચાવે જો,
તોય જો જે અ યા કહુ નહિ ફાવે જો સુણ૦ ૭
ચોગ નવ થાવા તે તો બાધી પળની પાળી જો,
પાણ પેશી લાલચ ને દેશે અન્યા સહુ જાળી જો સુણ૦ ૮
ત્યારે કરશો તમે કશુ મને આવી કહો જો,
સત્ય નામ સમજે તો મને મગ્ન રહો જો મુણ૦ ૯
બાપુ ધન એક ધારો તમે ધીર મોટો જો,
નામ નીરાત વિનાનો ખેલ સહુ ખોટો જો મુણ૦ ૧૦

પુત્રઅંગ.

ગરબી ૧ લી

પછે તમે છોકરાંનેકાજે ભરમાશો જી. સુણો૦ ૨
સેવશો સત સાધુના તમે પાગ જી;
કરશો ધન ખરચી જગન ને જાગ જી. સુણો૦ ૩
હિંદુ થઈ સેવશો કાટ્યા મુંડ્યા જી;
એમ તમે છોકરાકાજે જાશો ઝૂડ્યા જી. સુણો૦ ૪
કદી તમે નહિ કરો છોકરાંની આશ જી;
તો તો તમને વાંઝીઆ કે'શે દાસી દાસ જી. સુણો૦ ૫
ત્યારે તમારૂં મન તો અતિ ભરમાશે જી;
અરેરે મેળવ્યુ ધન અમારૂં કોણ ખાશે જી. સુણો૦ ૬
કદી તમે વાળશો તમારૂં મન ભાઈ જી;
પણ કયમે નહિ જપે તમારાં આઈ જી. સુણો૦ ૭
તે તો બોલાવી બાવા નવ નવા જી;
વઝા દોષ કઢાવી પીશે સવા જી. સુણો૦ ૮
જ્યારે જડશે એવુ એવુ કરતાં જી;
ત્યારે તેથી કરશે મોટાં કાજ નરતાં જી. સુણો૦ ૯
એમ તમે છોકરાંનેકાજે રડવડશો જી;
બાપુ વગર મારેલા તમે મરશો જી. સુણો૦ ૧૦

ગરબી ૨ જી.

છોકરાં વગર કે'શે શ્રાદ્ધ કો સારે જી;
નથી ભાઈઆગળ પાછળ કો મારે જી. ટેક ૧
લોક લોક તે મૂકે કરી પોક જી;
હોય છોકરો તો પુણ્ય પામુ રોક જી. છોકરાં૦ ૨
કરે લઘવી તે ઊભો ઊભો આડી જી;

૪ કાટ્યા—મુસલમાન. મુંડ્યા—સંન્યાસી, વેરાગી વગેરે.

તોય પાસુ પિડ કે' એની માડા જી. છોકરાં૰ ૩
છોકરા વિનાનુ જીવવુ તે શેનુ જી,
વાઝિયુ કહી મુખ નવ જુવે તેનુ જી. છોકરા૰ ૪
કરમ કરીએ ત્યારે મુઆ થાયે છોરૂ જી,
જાશે જીવીત બાઈ અમારૂ કોરૂ જી. છોકરાં૰ ૫
અમે વે'તી નીકે દીધા હશે પાગ જી;
અટકાવ્યા હશે ઋષીશ્વર કરતા જાગ જી. છોકરા૰ ૬
ધાવણા બાળકને દીધા હશે છેહ જી,
તેથી પડયા આ વાઝિયાના વેહ જી. છોકરાં૰ ૭
એમ ટળવળે પુત્રને લાગે જી,
ન મળ્યાથી એક દિકરી માગે જી. છોકરાં૰ ૮
જન્મી દિકરી તો કે'શે ઘર ઘાલ્યાં જી,
મેળવેલા ધન લઈ દિકરી તો ચાલ્યા જી. છોકરાં૰ ૯
એમ બાપુ છોકરાની આશાએ બાંધ્યા જી,
ચીને આતમા તો ટળે સહુ વાધા જી છોકરા૰ ૧૦

### ગરબી ૩ જી.

મહા મહા મોહનને થયો એક પૂત જી,
તેના જો જે તમે હવે બાઈ તુત જી ટેક ૧
થયો જન્મ કે ઊઆ ઉઆ જાગ્યુ જી,
આથી બાપનુ દુ ખડું કેયુ ભાગ્યુ જી ! મહા૰ ૨
આવ્યા જોષી ને કર્યા જનમાક્ષર જી,
જો જોશી તો જટસા નિરક્ષર જી મહા૰ ૩
મોળવી ગણેશુ જરા સારુ મન જી,

---

૮ લાગે- રાગ ગળગ ગાટે ૩ નિ રાગ-મુ'મ-અધિકાર

વાંઝણ સુત જાણે ફૂલ્ય ઘણી મન જી. મહા૦ ૪
તારે ખાવા પીવા વળ્યુ મીઠું જી;
ભર્યા ખેતરમાં પડ્યુ ગોટુ છીકુ જી. મહા૦ ૫
ના'વાનુ પાણી લેજો જઈ હાથે જી;
જો કઇ બોલ્યા તો હુ ખડા આવ્યા માથે જી. મહા૦ ૬
રડી પડી તારૂ કામ મૂકાવે જી,
બોટ્યુ દેવસેવામા ચિત્ત ચૂકાવે જી. મહા૦ ૭
હઇશ વૈષ્ણવ છૂતો નવ કોઇને જી,
કરે પૂજા કરતાં મળમૂત્ર રે'શો રોઇને જી. મહા૦ ૮
ખમા ખમા ભાઈ રહો તમે છાના જી;
એમ કરતાં નવ આવડયુ તો તમે શાના જી. મહા૦ ૯
બાપુ છોકરો થયાથી શ્રાદ્ધ તારૂ સારે જી;
પણ લુડાપણું પે'લું કરવું પડશે તારે જી. મહા૦ ૧૦

ગરબી ૪ થી.

અલ્યા કદી ફૂળવાળી ફૂળ ઘણાં આપે જી;
તોપણ જાણજે તને તે સંતાપે જી. ટેક. ૧
પાંચ છોકરા ને એક મારે છોકરી જી;
જાણતાં જાણતાં થઈ ગઈ હુ તો ડોકરી જી. અલ્યા૦ ૨
હજી તાબિયા તમારા અમો સાખુ જી;
હેં તો તારાં જણ્યાંને કૂવે જઈ નાખું જી. અલ્યા૦ ૩
રડે કકળે મળી એકઠાં જો છોયે જી,
તારી દશા ફરી ત્યારે તુ જોયે જી. અલ્યા૦ ૪

---

૪ વાંઝણ ઈ૦—વાંઝ છોકરો જણ્યાથી મનમા ઘણી ફુલ ગણે છે. વછ તો—અડકો.

એમ તને છોકરામા સુખ નહિ લાગે જી,
તોય કહીશ વાઝિયા મેહેણુ ક્યારે ભાગે જી અલ્યા૦ ૫
એ તો ઊભયપાશ રજ્જુ છે મોટો જી,
થાયે સે'જમા એ સહુ ખોટો જી અલ્યા૦ ૬
ભલે છોકરા હોયે એક ખાડી જી,
પણ જોજે સદ્ગુરૂની હાટ માડી જી અલ્યા૦ ૭
તે તો કે'વે રસ્તે ચાલે ભાઈ જી,
તેની જઇને લેજે તુ તો સાઈ જી. અલ્યા૦ ૮
તો તો છૂટશે તારા સહુ દોષ જી,
તજશે જાણતી અણજાણતી રોષ જી અલ્યા૦ ૯
આપુ છે શુદ્ધ શીખામણ મારી જી,
જોને નિર્મળ મતિ કરી તારી જી અલ્યા૦ ૧૦

ગુરૂઅંગ.

ગરબી ૧ લી.

ભજો તમે સદ્ગુરૂ સાહેબને મનથી રે લોલ,
તો તો તમે તરી તે જાવ ભાઈ તનથી રે લોલ ૧
આનદનો વરસાવિયો જેણે વરષા રે લોલ,
જેણે કરી તને આત્મરામ દરશા રે લોલ ૨
જેણે દયા કરી ધરી દીલ અતિ સાચુ રે લોલ,
તેને મૂઢ તુ તો કયી વિધ જાચુ રે લોલ ૩
અલ્યા તને શબ્દના શિખર પર મૂકી રે લોલ,
કાઢી તારી વાસના તે વિષયમા ઢુકી રે લોલ ૪
બ્રહ્મ શબ્દ સુણાવ્યો તને સાચો રે લોલ,

૬ઊભય પાશરજ્જુ—બે પાસથી બાધનારી ફાસાની દોરડી ૮ કે'વે માગ સાઈ—મદદ અથવા ખબર અતર

તારો કાટ કાઢી નાખ્યો સહુ કાચો રે લોલ ૫

ગયા કાશી ગોમતી ને ગંગા મૂકાવી રે લોલ;
ત્રિવેણી તારા તનડા તે માંહી રૂકાવી રે લોલ. ૬

રામ કૃષ્ણ મચ્છ કચ્છ ને છોગાળો રે લોલ;
તારા દેહમાં દેખાડ્યો ગોપાળો રે લોલ. ૭

અલ્યા અંધારૂં અંધારૂં તે તો દીઠું રે લોલ;
તને અજવાળુ અજવાળુ કર્યું મીઠું રે લોલ. ૮

અલ્યા તારે અંધારી પડતી રાતો રે લોલ,
તે તો સૂર્યરૂપે મટાડી સહુ ભાતો રે લોલ. ૯

અલ્યા તું તો ભ્રમની તે જાળમાં ભૂલ્યો'તો રે લોલ,
ભાઇ તું તો દેહડી સુદ્ધાં તે ડૂલ્યો'તો રે લોલ. ૧૦

બાપુ તેમાંથી તને મૂકાવ્યો રે લોલ,
ધીર ધણી ખોટો તે રસ્તો ચૂકાવ્યો રે લોલ. ૧૧

ગરબી ૨ ૭.

હું તો ભાઇ ભવજળ માંહી પડ્યો'તો રે લોલ;
તરતાં નવ આવડે માંહી ખડ્યો'તો રે લોલ ૧

એવા બૂડતાને કાઢ્યો ગુરૂ મોટે રે લોલ;
નવ જાણ્યું બૂડતો વળગશે કોટે રે લોલ. ૨

મરણવાને તે ભય નવ હોયે રે લોલ;
એ તો બૂડેલા તારે છે સહુ જોયે રે લોલ. ૩

કાઢ્યો એમાં તે કહીએ અમે કોને રે લોલ;
પણ મારો કહીને મટાડ્યો સહુ ભોને રે લોલ. ૪

---

૬ ગયા—એ નામનું તીર્થ. ત્રિવેણી—ગંગા, યમુના, સરસ્વતી અથવા ઇડા, પિંગળા, સુષુમ્ણા ત્રણ નાડી—શોધ

બૂડચો કહીને મૂકે જેમ તારો રે લોલ,
તેમ સાચો ગુરૂ નહિ કરે એ યા તારો રે લોલ ૫
એ તો બૂડતો તારીને કઇક દશે રે લોલ,
તને ભાઇ ચઢાવી દેને સારે દશે રે લોલ ૬
નામા કર્ણુ બધ કરો એમ કોંશ રે લોલ,
જોઉં ભવજળ ડૂબો તમે કેસે રે લોલ ૭
જો તુ માનીશ ગુરૂકેરૂ સાચુ રે લોલ,
તો તો ડૂબવાનુ બળી જશે ડાચુ રે લોલ ૮
શીખીશ ડૂબકી તે મારતા સારી રે લોલ,
પથ પાણી નવ પેસે શીખ મારી રે લોલ ૯
બાપુ તરે એમ ભવજળ ભારી રે લોલ,
ધીર નીરાતે દેખાડો મને બારી રે લોલ ૧૦

ગરબી ૩૭

ભાઇ તને ગુરૂની કુચી દેખાડુ રે લોલ,
લક્ષણ રૂડે મકારે લેખાડુ રે લોલ ૧
પડે અજ્ઞાન તલવારના ઝટકા રે લોલ,
તોય ખરા ગુરૂ ન જાય કદી ફટકયા રે લોલ ૨
હિમ્મત શૂરાની માને સહુ સાચી રે લોલ,
ગુરૂની દઢતા આગળ લાગે કાચી રે લોલ ૩
બેઠા ધ્યાને તે દઢ મન ધારી રે લોલ,
ચળે નવ વરસે તે બાર મેઘ વારિ રે લોલ ૪
કદી આગની ઝગે રૂપ ચાર આડે રે લોલ,

---

૫ તારો–તારનારો ૬ દેશે–મોઇદ આપશે સારે દેશે–સારે માગ
૭ કેસે–કેવીરીતે

પડે શીતડી તે ઘણે ઘણે ઠાઠે રે લોલ. ૫
બેઠા તેહ ઓલકુ તે જળી થાય ખાખ રે લોલ;
તોય ધીરજની દાખે એક દાખ રે લોલ. ૬
એવી ઇંદ્રી તે સહુ જેની કેદ રે લોલ,
જેની કાઢી નાખેલી સહુ પેદ રે લોલ. ૭
જેનુ અડગ અચળ મન સાચુ રે લોલ;
એવા ગુરૂ નહિ તેનુ બળો કહું ડાચુ રે લોલ. ૮
જેણે ગુરૂ પરંપરાથી તે લીધુ જ્ઞાન રે લોલ,
જે ભાઇ પામ્યા તે જ્ઞાનીઓમાં માન રે લોલ. ૯
જેની બુદ્ધિ નિર્મળ જેવી આરશી રે લોલ;
બાપુ તજેલી જેણે સહુ પારશી રે લોલ. ૧૦

## ગરબી ૪ થી.

જોને ગુરૂ ઢાંક્યા ઢબુરયા નવ રે'તા રે લોલ;
એ તો સમાધિમાં પ્રખ્યાતિ કે'તા રે લોલ. ૧
તારા સત્વનુ કાડી તે નાખે સત્વ રે લોલ;
તારા રજ તમનુ તપાસે એ તો તત્વ રે લોલ. ૨
પછે તારા ત્રણે તે તાપ મટાડે રે લોલ;
બીજા અવગુણને વિધ વિધ ઘટાડે રે લોલ. ૩
મિથ્યા તને તે સહુ છે જણાવે રે લોલ;
એક ઉપદેશ સાચો ભણાવે રે લોલ ૪
અલ્યા જેના સ્વભાવે જાય હિમ હારી રે લોલ,
ભાઈ જેની સમતાની જઇએ બલિહારી રે લોલ. ૫

૫ ચાર આઠે-બારે અર્થાત્ બારે સૂર્ય રૂપે ૭ પેદ-જુસ્સો-બળ ૧૦ ી-નિશાની-પ્રપંચ

૨ સત્વ-એ નામનો પ્રકાશાત્મક ગુણ ૨-૪-રજોગુણ તમ-તમોગુણ

નિત્ય તને તે કહે એક વાત રે લોલ;
તું તો તપાસજે તારી અલ્યા જાત રે લોલ. ૬
સર્વ જક્તમાં તું અને તુમાં જક્ત રે લોલ;
નમજે એક જુએ જ્યાં સાચો ભક્ત રે લોલ. ૭
બે એ તો બોબડાં બકરાંની વાણી રે લોલ;
એક એ તો સત મહાસતે માણી રે લોલ. ૮
એવી અદ્વૈતભાવના ભેરવશે રે લોલ;
દ્વૈતથકી તે મનડું ફેરવશે રે લોલ. ૯
બાપુ એવા ગુરૂને નમો નિત્યે રે લોલ;
ધીર નીરાંત ધણીને અતિ પ્રીતે રે લોલ. ૧૦

## વૈરાગ્યઅંગ.

### ગરબી ૧ લી.

મારૂં મારૂં કરીને મૂઢ શું ફૂરે છે;
તું તો દોરડીને સાપે અલ્યા શુ ડરે છે. ૧
જોને ભાઈ મંદિર વસવા એક તારૂ છે;
લાગે અગ્નિ તો તેહ તો જનારૂં છે. ૨
હાથી ઘોડા ને ગજકેરૂં લારૂં છે;
મૂઢ શું બકી બકી કે'છે મારૂં છે. ૩
નથી અલ્યા કાંઈએ જો મોટું એક બારૂ છે;
સુખ સંસારનું સર્વે ખારૂ છે. ૪
તારૂં તનકું તે જો ટળનારૂ છે;
પછે કયું તે મુખ તારે સારૂં છે. ૫
નથી માતા પિતા સહુ ખોટું છે;

---

ન્દત-મૂળસ્વરૂપ. ૮ બે-દ્વૈતભાવ ( બકરા બેં બોલે છે તેની સાથે
ગી છે ).

એ તો તને માયાનુ ગુદરિયુ ચોટ્યું છે ૬
ભાઈ મારૂ મુકાવે સાર જેહજ છે,
જાણુ નકામો એ સહુ છેહજ છે ૭
ધન ધામ નથી સત્ય એકજ છે,
મિથ્યા ધણિયાણી ધાણી અને લોકજ છે ૮
નામ નીરાતનુ એક કામનુ છે,
બીજુ તારણ તે ધીર ધણી ધામનુ છે. ૯
બાપુ સાચુ તે નામ સત્ય રામનુ છે,
ખોટુ આની નજીવુ મહુ દામનુ છે ૧૦

## ગરબી ૨૭.

કરી કાગળની હાથણી તે કાચી છે,
એક શ્યામની સગાઇ એ તો સાચી છે. ૧
જાણ સસાર જુગારની બાજી છે,
અને ભોગવે તે જાણો તમે પાજી છે. ૨
જેણે છોડ્યુ તે અતિ અતિ ગાજી છે,
તેની દહડી તે રોગ વિણુ માજી છે ૩
સુણી સતનામ માયા ભાઈ લાજી છે,
ઓળખ્યા ગુરૂ તેને કોંયલી એ ભાજી છે ૪
વ્યર્થ દિકરો દિકરી દાદી દાજી છે,
વ્યર્થ હાથી ઘોડા ને મજ્યા વાજી છે. ૫
ખોટુ મારૂ ને તારૂ એ નો નંગુ છે,
તોય ભુરાયો થઇ નાચું માગુ છે ૬

---

૪ કોંયલી–મોટી ગણેલી ૫ દાઝ–દાન વાઝ–વાજાં
૬ ભુરાયો–ભરમાયલો

ખરૂ ખાંતે તરવુ તો ગુરૂ નામે છે;
મોર ધારણુ ખરી તે એન ધામે છે. ૭
મારૂં મારૂં કહેછે એ તો જૂઠું છે;
નથી ભૂત બાવળિયાનુ ઠુંઠું છે. ૮
તોય ભૂત કહે એહ ભ્રમણા છે,
નાચ કાળના તે જાણો તમે નમણા છે ૯
સત્ય નીરાંતનુ નામ એકલુ છે,
બાપુ ભાગ્યુ દૂટ્યુ બીજુ રેકણુ છે. ૧૦

ગરબી ૩ જી.

જેને અલ્યા ચાર દિવસ સાજી કાયા છે;
બીજી વળગેલી જુઠી તને માયા છે ૧
સગા સર્વે મુઆ પછી ના'યા છે;
તારી બેન બાઈ મોટા બાયા છે. ૨
તારા લાડુ નિપાઈ તેણે ખાયા છે;
તારા રાજીઆ તે રાજવી કહી ગાયા છે. ૩
એવી જાણો તે તમે મળી નારી છે,
એથી દુઃખડાં તે તમને ભાઇ ભારી છે. ૪
તારી તારી કહે નવ તારી છે,
એ તો તને મૂકીને જનારી છે ૫
અલ્યા તારૂં તે તરાભર વારિ છે,
શીદ મગે તે કહી ભૂમિ મારી છે ૬
એ તો કળા કર્ત્તાની કઈ ન્યારી છે,
તારી ખોટી સર્વે ખુમારી છે. ૭

---

૯ નાચ-વેશ. ૧૦ રેકણુ-ગાડું.

એક ખરી ભક્તિ તો જાણુ ભાઈ તારી છે;
તેને રીઝી તે કહી કહી મારી મારી છે ૮
જો તારો બાપ ગયો તેહ રસ્તો છે;
નથી મોઘો એ તો અલ્યા શસ્તો છે. ૯
બાપુ નામ તે જાણવુ મોઘું છે;
બાકી ભ્રમણાનું ઘર તે તો સોંઘું છે. ૧૦

ગરબી ૪ થી.

તું તો ધારે છે તે સહુ ખોટું છે;
તું તો જાણે છે સુખ મેં ખાટ્યું છે. ૧
કોટિ ઉપાય ધનકાજ કીધા છે;
ખોટા રસ્તા તમે તો ભાઈ લીધા છે. ૨
જુઓ કોના મનોરથ સીધ્યા છે;
રાવણ જેવા તો રામથી બીધ્યા છે. ૩
કાળે હિરણ્યકશિપુ લીધા છે;
એણે કાર્તવીર્યને દંડ જુઓ દીધા છે. ૪
એણે કંસ જેવા તો અલ્યા વિંધ્યા છે;
જરાસંધનાં જોર જેણે છિધાં છે. ૫
તહીં તારૂં ગજું તે અલ્યા કેટલું છે;
હાથી પાસે મગતરા જેટલુ છે. ૬
તોય હું હું કરીને મસ્તાનો છે;
એ તે ખરો કે ખોટો તને તાનો છે. ૭
ઉંધે માથે લટક્યો તે અલ્યા ભૂલ્યો છે;
આજ હુંપદ માંહી તું ફૂલ્યો છે. ૮
( પણ ) કાળ ન મૂકે એ તો જાણો સાચું છે;

રૂડું કે ભુંડુ ગ્રહો કે બાળો ડાચુ છે. ૯
બાપુ નામ નીરાત એક મોટું છે;
બીજુ જાણો તે ધીર વિના ખોટુ છે. ૧૦

## દેહઅંગ.

### ગરબી ૧ લી.

અલ્યા તુ તો કે'છે ને તન તો અમારૂ;
ત્યારે તુ ને એકજ વાત હુ તો વિચારૂ ટેક. ૧
તારૂ તન તે અલ્યા જ્યાહી સુધી સાજુ;
પછી તુ તો જાણ જે તૂટેલુ એ તો વાજુ. અલ્યા૦ ૨
જ્યા સુધી વાજે છે શબ્દો સારા સારા;
ત્યા સુધી જાણજ મારા અને તારા અલ્યા૦ ૩
એક અલ્યા છ મહિના તો ખાટલે રે'ની,
પછી તુ તો મારૂ મારૂ મને કે'ની. અલ્યા૦ ૪
કે'શે આનુ તનકુ તે ક્યારે જાય તૂટી,
કે'શે તારા આવરદાની દોરી જુઓ છૂટી. અલ્યા૦ ૫
રોગ શાઇ લેશે તે તો તારી દેહ લૂટી;
તારી રગ રગ રહી જશે ઘૂંટી. અલ્યા૦ ૬
ત્યારે અલ્યા તારો તે દેહ કોણ કે'શે;
જ્યારે બઇઓ આવીને બધે બેસે અલ્યા૦ ૭
તારે મૂખે કહીશ મરાય તો સારૂ;
તોયે તને છૂટશે નહિ મારૂ તારૂ અલ્યા૦ ૮
તને અલ્યા ધિગધિગતી પોટલિયો ચાંપે;
જેથી તારૂ તારૂ તન કે' તેહ કાંપે અલ્યા૦ ૯

---

૧ વિચારૂ-પૂછું. ૨ વાજુ-વાદ્ય ૭ બાઈઓ બેસે-રડવા આવે
૯ ...ાંને એમે એવી દવા—અગની

બાપુ તારૂં તારૂં કે' તેને તરિયા ચાપે;
જો તુ એક દિવસે ખેત ખાપે  અલ્યા૦ ૧૦

ગરબી ૨ જી.

*ભાઈ તમે ભજો ભજોને ભગવાન,*
*છોડો તમે તમારૂં સમજ્યું ગુમાન  ટેક.  ૧*
જુઓ કે'વું કર્યું તમારેકાજે દેવે,
તેને મૂઢ કયો હોય તે ન સેવે.  ભાઈ૦  ૨
જો જો તમે પાવકને તપાસી તપાસી,
પાણી રેડે જશે એ તો ભાઈ નાશી.  ભાઈ૦  ૩
તેનો તમે અજબ તમાસો અલ્યા જો જો,
જઠરાગ્નિ થાય બળબળ સરશે ખોજો  ભાઈ૦  ૪
મરને કરો કારીગરીઓ અનેક;
તોય વળે હરિની કારીગરીએ છેક  ભાઈ૦  ૫
ભાળ આખ નાસા અને જુઓ મુખ,
છૂપાવ્યું ગુહ્ય જોતાં લાગે તને દુ ખ  ભાઈ૦  ૬
જો તારેકાજે કર્યું એટલું આજ,
તુ તો મારો દેહ દેહ કરી આવ્યો વાજ ભાઈ૦  ૭
મરવા પડે ત્યારે લેતો રામનામ,
નહિ તો મારો મારો કહી ઘૂમતો તુ આમ  ભાઈ૦  ૮
જેવો તુ તો ઠગે અ'યા દેવને જાણુ,
તેવો તારો કાઢે કદી દેવજો ઘાણ  ભાઈ૦  ૯
બાપુ તે તો કરો શું તમે નાદાન,
ધીર ધીંગ દાની નવ થાયે અદાન  ભાઈ૦  ૧૦

---

૧૦ ખાપે—ખોદે. ૫ કારીગરી—ચતુરાઈ [illegible] ૧૦ અદાન—દાન ન આપનારો

ગરબી ૩ ૭.

તું તો કે'છે તન મારૂ એક મારૂં;
અમો પણ ભાઇ ભેગુ કહીએ સારૂ. ટેક. ૧
પારૂં એક વાતનો છે સશય અમારે;
તેનો તો ખુલાસો કરવો પડશે તમારે. તુ તો૦ ૨
પૂછીએ અમે તે સુણો તમે ધ્યાને;
જો કઇક આપ્યુ હોય ભગવાને તુ તો૦ ૩
પારૂ તુ તો કે'છે કપાળ મારૂ,
તેવાં આંખ કાનને અમો પણ ધારૂ. તુ તો૦ ૪
નાક મુખ અમે ગોરા ગાલો;
દાઢી અને મૂછોએ કર તમે ઘાલો. તુ તો૦ ૫
ગ્રીવા હૃદય ને હાથ પગ મોટા;
ઉદર નખ ને કેશ નથી છોટા. તુ તો૦ ૬
એ સહુ તારૂ તેમા નથી વાધો,
પણ મુઆ પછી કરે મહુ લાવો તુ તો૦ ૭
તારૂ મુખ જોતા તે પડિત કાપે;
તને તારા કોઇ સરસ્યો ન આપે તુ તો૦ ૮
તારૂ મુખ તારૂ નાક અને ડાઢી;
તે તો ડાઘુ રાતકાકે અટપ વાઢી. તુ તો૦ ૯
બાપુ ત્યારે તુ તો બોલ્યા વિના સૂતો;
કયમ નવ છતો થયો હુ હુ જ્યારે હુતો. તુ તો૦ ૧૦

---

૭ લાધો ઉપવાસ ૯ ડાઘુ ઇ૦--ડાઘુએ તે બાળ્યુ અને રાતકાકે (ઙ-
ામે) તે વાઢી નાખ્યું અથવા ડાઘુરૂપી હજામે

ગરબી ૪ થી.

તારી માત કે'તી મારો એ તો મારો,
લોક કે'તા ખરો બાઇ તારો તારો ટેક ૧
સત કેતા નથી એહ અલી તારો,
એને આવશે તે કોઇ દિન વારો તારી૦ ૨
બાપ કે'તો એ છે મારો બેટો,
કે'તા સત કરો એને છેટો તારી૦ ૩
બેની કે'તી તે વીરો અમારો,
સત કે'તા કે કા૦ જોયે ભારો તારી૦ ૪
બાઇડી કે'તી કે માટી એ તો મોટો,
સત કે'તા કે કાળનો રોટો તારી૦ ૫
છોકરાં કે'તા કે મારો બાપો,
સાધુ કે'તા કે સુતળીનો પડશે કાપો તારી૦ ૬
એમ સત અમતની વઢવાડો,
તેમા આવીને કાળ થયો આડો તારી૦ ૭
મરતા મારો કે'તા સહુ અટકયુ,
મડદુ જોઇને ફરે સગુ ફટકયુ તારી૦ ૮
ત્યારે મતે તે આવી દાખવિયુ,
જ્ઞાનામૃત તે કઈ ચાખવિયુ તારી૦ ૯
બાપુ તોય રડવુ તે નવ કોઇએ મકયુ,
મનનાની પાસે તે કોઇ નથી ઢુકયુ તારી૦ ૧૦

તૃષ્ણાઅંગ.

ગરબી ૧ લી.

હુ તો આજ ભજુ હરિ કાલ ભજુ રે,
હાલ મારૂ હરિ ભજવાનુ નથી ગજુ રે ટેક ૧

આજ ઉમર છે અતિ નાની રે;
મોટપણે ભક્તિ કરીશુ છાની રે. હું તો૦ ૨
ગઈ બાળવય ને આવી જવાની રે;
ત્યારે તો થઈ ગઈ વૃત્તિ તે હિવાની રે. હું તો૦ ૩
કર્યા ઈશક ને ખેલ બહુ ખેલ્યા રે;
ભાઈ ઘણા રંગ રાગમાં છકેલા રે. હું તો૦ ૪
સુણ્યાં ગાન તાન આવ્યુ નહિ ભાન રે;
કોઇકિ સંતે આવી શીખાવી છે સાન રે. હું તો૦ ૫
ત્યારે વાયદા કર્યા તે વૃદ્ધપણકેરો રે;
સર્વ છોડી કરૂં સફળ તો ફેરો રે. હું તો૦ ૬
એમ કરતાં કરતાં આવ્યો છે બુઢાપો રે;
ત્યારે લાગ્યા તનને તે અતિ સતાપો રે. હું તો૦ ૭
છોકરાં સાંચ્યું સંચ્યું લઈ ચાલ્યાં રે;
ડોસે ટગર ટગર દુઃખ ભાળ્યાં રે. હું તો૦ ૮
ત્યારે સાંભર્યા રામજી રઢિયાળા રે;
દાદા કે' અમે થાઉં મઢિયાળા રે. હું તો૦ ૯
બાપુ છોકરાં કે' મૂકો તમે ટક ટક રે;
નીરાંતની મૂકો તમે બક બક રે. હું તો૦ ૧૦

## ગરબી ૨ જી.

ત્યારે વળી પળનો તે વાયદા કરતા રે;
પળ વિતે ત્યારે ઘડીએ ઘૂંટ ભરતા રે. ટેક. ૧
ઘડી જાય ત્યારે પો'રના પરાણા રે;
પો'ર વીતે ત્યારે દિવસના શાણા રે. ત્યારે૦ ૨

---

૯ મઢિયાળા—મઠવાસી—સંન્યાસી.

દિવસ જાય ત્યારે રાતો રાખે રે;
એમ તૃષ્ણાનાં ચૂથણા ચાખે રે ત્યારે૦ ૩
આખર વખત એવે આવી લાગે રે;
દાદાજીના તે હિચણિયા ભાગે રે ત્યારે૦ ૪
સુતા સૂતા જપે કદી નામ રે;
ત્યારે છોકરા તે કે'છે દઇએ ડામ રે ત્યારે૦ ૫
થયો સનેપાત તેથી કરે લવરી રે,
ત્યારે રાખે દાદાજી જીભ નવરી રે ત્યારે૦ ૬
એમ આખર સુધી તૃષ્ણા તાણે રે;
પણ મૂઢ આત્મારામને નવ માણે રે. ત્યારે૦ ૭
તૃષ્ણા તૂટતાં દુઃખ સુખ તૂટે રે;
પણ એ તો કયા પુણ્યથી ભાઈ છૂટે રે. ત્યારે૦ ૮
નવ સદ્ગુરુનુ નામ લેવુ રે,
સાજા ત્યારે તો કે' તૃષ્ણા રોવુ રે. ત્યારે૦ ૯
બાપુ થાય તૃષ્ણાની એવી ફજેતી રે;
ધીર નીરાતને જાણ્યા છે ચેતી રે ત્યારે૦ ૧૦

ગરબી ૩૭.

ભાઈ તમને તલભર મળે કંઇક અન્ન રે;
તહીં તમે દોડાવો તમારૂં મન રે ટેક. ૧
જો કદી કોઇ આપવા પાશેર ધારે રે,
તો તમો જાઓ પૂસ શેરની બારે રે ભાઈ૦ ૨
કોઇ શેર આપવાનુ વિચારે રે,
તો તો તમે દશેરને મરો ભારે રે. ભાઇ૦ ૩
એક સો મળે તો માગો બસે રે,

આપે હજાર તો તેનું સહુ જશે રે. ભાઈ૦ ૪
તમને મળે કદી એક હજાર રે;
તો તો તમે ઇચ્છો સોનૈયાની પાર રે. ભાઈ૦ ૫
સોનું મળે તમે હીરા માગો રે;
આપે હીરા તો મોતીથી રાગો રે. ભાઈ૦ ૬
એમ તૃષ્ણા તો તમારી ન તૂટે રે;
એના ઉભરા તે કોઈથી ન ખૂટે રે. ભાઈ૦ ૭
અન્ન વસ્ત્ર મળે તો માગો પૈસા રે;
મળે જૈસા તૈસા તો માગો પૈસા રે. ભાઈ૦ ૮
કોઈ અવતર્યો નથી એવો દાતા રે;
તૃષ્ણાખોરને ખવરાવી ખાતા રે. ભાઈ૦ ૯
બાપુ એક તૃષ્ણાને જીતે ગુરૂદેવા રે;
ધીર ગાયકવાડ નામ ધરે કરે સેવા રે. ભાઈ૦ ૧૦

## ગરબી ૪ થી.

તને કોઈ કે'તું કે ન કર્ય તૃષ્ણા રે;
તારૂં સહુ પૂરૂં કરશે હરિ કૃષ્ણા રે. ટેક. ૧
ત્યારે તુ તો તેને દેતો જબાપ રે;
ઘરમાં બેઠે આવી આપે મારો બાપ રે. તને૦ ૨
સૂતા રહો તમે તૃષ્ણાના ત્યાગી રે;
તમારી ભૂખ જશે સર્વે ભાગી રે. તને૦ ૩
તેને સંત કહે સુણ શ્વાન રે;
કંઇક અમારૂં કહ્યું તું માન રે. તને૦ ૪
અલ્પ અજગર ઉદ્યમ ભાખો રે;
જેને ખાવા જોઇએ ખાંડી લાખો રે. તને૦ ૫

૬ રાગો—પ્રીતિયુક્ત થાવ. ૮ વૈસા—એવા.

તેનું ઉદર ભરવા તમે જાવો રે;
તમે સૂવા ઉદ્યોગી સર્પને ભાવો રે. તને૦ ૬
સિંહ શું આટ્યા તારી પેઠ ભટકે રે;
એને ભક્ષ તો ગુફામાં આવી અટકે રે. તને૦ ૭
ત્યારે તૃષ્ણાળ બોલે છકી રે;
તમારે કેમ ભીખારીની ટેક ટકી રે. તને૦ ૮
ત્યારે સત બોલ્યા સુણ મૂઢ રે;
કોક શંકર જેવો ધની મળ્યો ગૂઢ રે. તને૦ ૯
બાપુ તેથી કુબેરને સોંપ્યું કાજ રે;
ગાયકવાડ નામ ધરી કરીએ રાજ રે. તને૦ ૧૦

## વચનઅંગ.

### ગરબી ૧ લી.

વચન પાળે તે તો સંત મોટા;
બીજાએ જાણો વાચ્યા તે ખોટા લંગોટા. ટેક. ૧
વચન સાચું તેની ખરી માનો સેવા;
વચન સાચું તેને ગુરૂરાજ કે'વા. વચન૦ ૨
વચનમાં રૂપ રંગ અને વસે શોભા;
વચન જતાં ગુરૂરાજની જાણો આભા. વચન૦ ૩
ધિક જેણે ગુરૂ થઈ વચન ન પાળ્યાં;
તેનાં જાણો કાળે તે મૂખ નિશ્ચે બાળ્યાં. વચન૦ ૪
વચન એ તો સદ્ગુરૂકેરી જોડી;
ભૂંડ્યો જેણે વચનની ગાંઠડી તોડી. વચન૦ ૫
વચન ચૂક્યા તે તો જાણો વચળેલા,
તેને ગણો કમાઈ કે કમાઈના ચેલા. વચન૦ ૬

વચનકાજ હરિશ્ચંદ્ર શું શું કીધું;
વચનકાજ પાણી રાણીએ શિર લીધું. વચન૦ ૭
વચનકાજ વસિષ્ઠ વિશ્વામિત્ર લઢિયા;
વચનકાજ એવા એવા ઘાટ ઘડિયા. વચન૦ ૮
વચન એ તો સદ્ગુરૂકેરી શોભા;
વચન પર બાપુ જેવા ટંઈકે થોભ્યા. વચન૦ ૯
જોયા બાપુએ વચનના સાચા;
એક ધીર નીરાંત વિના સહુ કાચા. વચન૦ ૧૦

## ગરબી ૨ જી.

તમે જુઓ જુઓ વચનની શોભા;
જેણે વેણે દેવ દાનવ જેવા લોભ્યા. ટેક. ૧
એક વાણી હાડ તારાં ભજાવે;
એક વાણી તારા અરિને રંજાવે. તમે૦ ૨
મૂકો ભાઈ સતની વાતો હમણાં;
થઈએ સંસારી તમથી બમણા. તમે૦ ૩
સંસારીમાં જો વચનનો સાચો;
તો તો તારો પડશે વેપારે માઠો. તમે૦ ૪
કદી ધની હોઈ ભાઈ તું જ જૂઠો;
તો તો જાણજે રામજી તને રૂઠ્યો. તમે૦ ૫
જૂઠાને જણ્યાં સુધાં નવ માને;
જૂઠાને પાસે કોઈ નવ આણે. તમે૦ ૬
જો સંસારીમાં એટલુ ખોટું;
તો તો અલ્પ જ્ઞાનીની ગલીમાં કેવું ખોટું. તમે૦ ૭
ત્યાં તો જોઈએ સચાઇની એક સાદી;

બીજી નહિ નહિ વાત જેહ લબાડી. તમે० ૮
કરી જોને અનુભવ સાચકેરો;
એક બે દિનમા છૂટશો ચોરાશીના ફેરો. તમે० ૯
બાપુ ધીર ધણી એ તો એક સાચો;
બીજા નીરાતને જોઈ બાપુ રાચ્યો. તમે० ૧૦

ગરબી ૩ જી.

અલ્યા સત્ય વચનના મોહની જૂદી;
જૂઠો જુએ તેને નાખે સહુ છૂંદી. ટેક. ૧
જોને અલ્યા સાચાનો કેવો વિશ્વાસ;
જોને પૂરી પડે કેવા કેવાની આશ. અલ્યા० ૨
તને લલચાવવાને કહું એક;
તું તો ધર્ય સાચાતણો વિવેક. અલ્યા० ૩
પછે કદી જૂઠું બોલીશ કદી ઢોંગી;
તો તો તારી સાચાની સવાસે સોગી. અલ્યા० ૪
અલ્યા તારા ગુરૂ જેહ થઈ ગયા પે'લા;
તે તો બોલ્યા સત્ય થયા તેણે સહુ ઘે'લા. અલ્યા० ૫
તેનું રચ્યું કે કર્યું તમે ખાવો;
ટીલા તાણી તાણી સાચાને તાવો. અલ્યા० ૬
થાવ સાચા તો મળે ઘણા લોકો;
થઈ સાચા પછે ધન હરો રોકો. અલ્યા० ૭
તો તો મનકું અમારૂં કંઈ માને;
એટલું કરો આપી સાન ભગવાને. અલ્યા० ૮
ભાઇ તમે ભક્તો જો જો એટલું જ્યારે;

૪ સવાસે—છવાસે કે સુવાસે—સુદાસે. સોગી—સોગ લેવાપણું.

ગુરૂ ગુરૂ કહી ગોદા ખાશે ત્યારે. અલ્યા૦ ૯
નવ જુઓ સાચું શમણા માંહી;
બાપુ તમે નવ જાશો કદી ત્યાંહી. અલ્યા૦ ૧૦

ગરબી ૫ મી.

બાપુ અમે જ્ઞાનની કરી કંઇ વાતો;
તે વાંચી કરો શુદ્ધ તમારી ભાઈ જાતો. ટેક. ૧
ધારો તમે સાચી તે ટેકની સગાઇ;
તો તો તરો બાઈ અને તમે ભાઇ. બાપુ૦ ૨
માનો મિથ્યા તમે સહુ જ્યારે;
હરિ હર કરે સાં'ય તમને ત્યારે. બાપુ૦ ૩
મારૂં તારૂં નથી મૂક્યું જ્યાં સુધી;
બાપુ કે' નવ તરો તમે બુંધી. બાપુ૦ ૪
ખરા ટેકની તરવારે ભાઇ રે'શો;
ત્યારે તમે કંઈ લીધું એમ કે'શો. બાપુ૦ ૫
અનુભવ કરી કરી અમે કહીએ;
અમો જેવે રૂપે થઈ રહીએ. બાપુ૦ ૬
તમો સમજો તો અમે સમજાવું;
ભકત થવું એમાં રખે ધારો ખાવું. બાપુ૦ ૭
કવિ રવિથકી ભક્ત રાજ મોટા;
ધની કણી જાણો એહથકી ખોટા. બાપુ૦ ૮
પણ હોય ભકતરાજ જ્યારે સાચા;
નહિ તો જાણો સર્વને તેમ તેને કાચા. બાપુ૦ ૯
બાપુ નામ નીરાંતનું અમે લઇએ;
ગુરૂ ગુરૂ ધીરાને તો કહીએ. બાપુ૦ ૧૦

## જ્ઞાનોપદેશ.

### કાફી ૧ લી.

સમજ્યા વિના સાધન રે, તેની નવ થાય ગતિ;
હરિનામ વિના રે, જે નર રહ્યા મૂઢ મતિ. ટેક. ૧
હરિનામ વિના જે જે કરવું તે, ભાત ભાતના કર્મ,
સદ્ગુરૂ મળે તો સંશય ટાળે, ભાગી જાય સહુ ભ્રમ;
કર્મ ગયા સહુ નાશી રે, પાયે પડે ગતિ મુક્તિ. સમજ્યા૦ ૨
જાગ જગન કરૂં ( તો ) દોષ ઘણો બેસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળગુરૂ તો આત્મા દુખે, ત્યાં સુધી કર્મ કહેવાય;
નામ ઘણું મોટું રે, આવરણ ના આવે રતિ. સમજ્યા૦ ૩
દમ ના ઘુંટું ને મુખ ના રટું, સુરત નામ એક રૂપ,
નામી અનામી પોતે બન્યો છે, કોટિ બ્રહ્માંડનો ભૂપ;
જાપ ક્યાં જપીએ રે, પોતે તો બન્યો જગપતિ. સમજ્યા૦ ૪
સદ્ગુરૂ મહિમાનો પાર ન આવે, અંતરકેરૂં છે મહાશૂળ,
ભૂલ હતી તે સદ્ગુરૂએ ભાગી, વસ્તુ આપી છે અમૂલ;
ગુરૂ નીરાંત બાપુ કહે છે રે, પ્રગટ કરી ગુપ્ત હતી. સમજ્યા૦ ૫

### કાફી ૨ જી.

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અકલ ધણી;
સહુથી રમનારો ન્યારો રે, શોભા તો એના નામતણી. ટેક. ૧
ખરૂં એ પાણી ને ખોટું એ પાણી, પાણી અફીણ ને ખાંડ,
એ પાણીથી થયાં નરનારી, ને એ પાણીથી બ્રહ્માંડ;

---

૩ કુળગુરૂ ઇ૦—સર્વના કુળગુરૂરૂપ જે આત્મા, તે દુખે—દુખાય ત્યાં સુધી કર્મ (બંધન કરનાર) કહેવાય, માટે નામ એજ ઘણું મોટું છે, જેને રતિ ( લગાર ) પણ આવરણ ( પડદો-અંતરાય ) આવતું નથી.

પાણીનુ બન્યુ મોતી રે, પાણીની બની હીરાકણી. પાણી૰ ૨
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માસ,
પાણીના રે પશુ પક્ષી બનાવ્યા, પાહાડ પથ્થર ને ઘાસ,
પાણીના હાથી ઘોડા રે, પાણીની સાલ પામરી બની પાણી૰ ૩
સર્વે ધાત તો પાણીની બની છે, પાણીતણા પચરગ,
સહુથી ન્યારો મારો ગાઈ બિરાજે, તેને દેખીને થયો છુ દંગ,
સગ કીધો તેનો રે, સત્તા તો આતમાની ઘણી પાણી૰ ૪
અક્ષારાતીતે અક્ષરબ્રહ્મ નીપજાવ્યા, ને અક્ષરથી નરનાર,
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યા, એ અઠાવીશ નિરધાર,
ઓગણત્રીશમા વિષ્ણુ રે, ત્રીશમા બાપુ ગાય ભણી. પાણી૰ ૫

કાફી ૩૭.

પુનમિયા તેને કહીએ રે, પુરણ નીમ જેણે રાખ્યો,
હરિ સાથે પ્રીતિ રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. ટેક. ૧
રણ મૂકાવે તેને રણછોડજી કહીએ, સદ્‌ગુરૂ તેનુ નામ,
મરણ જન્મનો સગય મટાડે, તો વીશવશાએ થયુ કામ,
આતમારામ જાણ્યો રે. દ્વૈતભાવ કાઢી નાખ્યો પુનમિયા૰ ૨
ગુરૂમતિ જળમા સ્નાન કીધુ, સાકર માખણ પ્રેમ,
સુરતા તુળસી વા'લાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ,
ધન મળ્યુ જૂનુ રે, ગુણગાગેર દરા દાખ્યો પુનમિયા૰ ૩

દેહ દ્વારકામાં દીનાનાથ બિરાજે, હરિનામની છે છાપ,
સદ્‌ગુરૂ દવે કૃપા કરી ત્યારે, ટાળ્યા ત્રિવિધીના તાપ;
પાપ ગયું નાશી રે, ગુરૂએ આપી જ્ઞાન આંખો. પુનમિયા૦ ૪
સચરાચરમાં હરિ દેખાડ્યા, જેમ જળમાં સૂર,
વા'લા વિના કોઈ ઠામ ના ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચું રે, ગુરૂકૃપાથી હરિ ઝાંખ્યો. પુનમિયા૦ ૫

## કાફી ૪ થી.

કેવળપદ સાચું રે, પંડિત તમે ઉરમાં આણો;
જેનાવડે બોલો રે, તેને તો તમે નવ જાણો. ટેક ૧
ખત વાંચે તો પાર ના આવે, ને વસુલ કરે વસુલ થાય,
કુરાન પુરાણ સૌ વાંચીને થાક્યા, પણ આત્મા સમજે તો દુઃખ જાય;
સુખ થાય ઝાઝું રે, મત તમે શીદ તાણો. કેવળપદ૦ ૨
પિયુ પરદેશે ગયા ને મૂકી ગયા, પોતાના ઘટનો રંગ,
મન મનોરથ ત્યારે રે થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાન દીવો કીધો રાણો. કેવળપદ૦ ૩
લાજ મૂકીને માથે છેડો રે નાખ્યો, તેને સ્વામીનો નહિ પાર,
પતિવ્રતા સ્વામીની વાતો કરે છે; ત્યારે વચળીને આવે ખાર;
એક આંખવાળો રે, દુઃખિયો થાય કે'તાં કાણો. કેવળપદ૦ ૪
તાંબાનો રૂપિયો કહીં ના ચાલે, ગમે તેવી પાડે છાપ,
જડને જાચે કર જોડીને તોય, નવ મટે ત્રિવિધિ તાપ;
બાપુ નામ સાચું રે, સંત તમે સત્ય માણો. કેવળપદ૦ ૫

## કાફી ૫ મી.

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો;

---

૩ ઘટનો રંગ-જળી. ૪ વચલી-વચળેલી.

ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો. ટેક ૧
બત્રીશ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર,
કવિએ જો આપનું આપ નવ જાણ્યું, તે કયમ કરી ઉતરે પાર,
સાર કયાથી મળશે રે, ભણ્યો ખરો પણ નવ ગણ્યો નામ૦ ૨
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યુ છે, પુત્ર નથી રે એની પાસ,
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પૂરી થશે આશ;
કોને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૩
નામ ગુણ ને રૂપનો નાશ વળી, ચોથું પદ અવિનાશ,
એ ચોથા પદનો ભેદ જાણ્યો તેને, કહીએ હરિતણો દાસ,
નાશ કરી કરમનો રે, સંશય એક પળમાં હણ્યો. નામ૦ ૪
ગરીબી રાખી તમે ગુરૂજીને સાહો, કરો શબ્દનો તોલ,
આપણથકી જો અદકો મળે તો, તેના ધારણ કરજો બોલ,
ગુરૂને સગ બાપુ રે, અનામી નામ પોતે બન્યો નામ૦ ૫

## કાફી ૬ ઠી.

સંશય રૂપી સ્વપ્નું રે, સતગુરૂ વિખ વાળે;
વગળ કાહાડી નાખે રે, સોની જેમ સોનું ગાળે. ટેક ૧
એક હસ્તીએ બકરી જનમી, બીજું જનમ્યુ ઊંટ,
ઊંટની ગરદન એવી લાબી, તે પોંચી ચારે ખૂટ;
ખૂટે બાધ્યુ રેશ રે, છૂટે તો એ ઊંધુ વાળે. સંશય૦ ૨
ઊંટ બકરીને સંયોગ થયો, તેનાં બચ્ચાં થયાં વીસ ને આઠ,
અનુભવી જન તો મગન થયા છે, બીજા શું જાણે એ વાત;

---

૫ અનામી—નામ રહિત બ્રહ્મ

૨ હસ્તી—અંતઃકરણ બકરી—બુદ્ધિ ઊંટ—મન. ખૂટ—પ્રમેય પદાર્થ.

બકરીએ મારગ પાડયો રે, રબારી વિના સહુને ખાળે. સંશય૦ ૩
બકરીનું જોર વાધ્યુ ત્રણ લોકમાં, ઊંટની કરી નાખી બકરી,
રાજા રંક કોઇનું નવ ચાલ્યું, બકરી તો એવી વકરી;
ભણ્યા ભેદુ ભૂલે રે, બળી મુવા એની લારે. સંશય૦ ૪
ઊંટ બકરીને એક ચારનારો, જેને હાથ પાઉં નહિ શીશ,
જ્ઞાની જન તો મગન થયા છે, ચડે અજ્ઞાનીને રીસ;
બાપુ નામ સાચુ રે, મરે ના કોઇ કાળે. સંશય૦ ૫

## સિદ્ધિખંડન.

### કાફી ૧ લી.

ગુરૂ સેવા સાચી રે, બીજી તો સહુ ખોટી વાતો;
જેનાવડે જઇએ રાચી રે, ભૂલ્યો તે તો માર ખાતો. ટેક. ૧
સાધન ભક્તિ સહુને સૂવાડો, જગાડો ગુરૂગમ એક,
પહેલુ ધ્યાન ધરો તમે ગુરૂજીનું ઘટમાં, મૂકી બીજો સહુ ટેક,
વિવેક રાખો એવો રે, અંધારાની ટળે રાતો. ગુરૂ૦ ૨
દેવ મૂકો તમે દેવી મૂકો ભાઇ, વળી અથડાવું ઠામો ઠામ,
કથા સાંભળી કાંઇ કામ ન આવે, તેમ રાતો પીળો સુંદરશ્યામ;
કામ થાય એકે રે, ભેટે ગુરૂ જ્યારે માતો. ગુરૂ૦ ૩
ગંગાજળ પીધે શુદ્ધિ ન થાયે, ન થાયે રટે રામ રામ,

---

૩ બચ્ચાં—પચીસ તત્વ, ચિત્ત અને અહંકાર, એ સત્તાવીશ. મારગ પાડયો —બુદ્ધિમા દેહાધ્યાસ થવાથી દેહરૂપ થઇ ગઇ અને તેથી મુક્તિનો માર્ગ રોકીને બેઠી. રબારી—સદ્‌ગુરૂ.

૪ ઊંટની બકરી કરી નાખી—મનને બુદ્ધિરૂપ કરી નાંખ્યું. મન કલ્પના કરે છે પણ તે નિશ્ચયાત્મક બુદ્ધિના અનુમોદન વિના અમલમા આવતી નથી.

૫ ચારનારો—ક્ષેત્રજ્ઞ-જીવાત્મા.

૨ માતો—બ્રહ્મજ્ઞાનથી પુષ્ટ.

અનેક જનમ અફળાવું પડે પણ, સિદ્ધ ન થાયે કંઈ કામ;
નામ જડે વહેલું રે, મૂકો જદા જાત ભાતો. ગુરૂ૦ ૪
યોગકળામાં ઈશ્વિર નથી બેઠો, નથી પેઠો સિદ્ધિકેરી માંય,
સિદ્ધિ જડે તેથી ઉલટો એ ભાગે, ગર્વ વધે ઘણો ત્યાંય;
બાપુ ભૂલે સરવે રે, વાહોલિયા વ્યર્થ વા'તો. ગુરૂ૦ ૫

## કાફી ૨ જી.

દેવ દેવી જૂઠાં રે, એ તો અમે કહ્યું પે'લું;
યોગવિદ્યા તેવી રે, માને તેનું મન મેલું. ટેક. ૧
યોગવિદ્યાવાળો ઝઝુમે, તેની કરીએ હવે વાત,
એની સિદ્ધિ અરાઢને આડી સુવાડી, મારીએ ઉપરથી લાત;
ભાત કાઢી ભેળો રે, ટાળીએ એને સહુ છેલ્લું. દેવ૦ ૨
તેવી ભાઈ એની અરાઢ ધારણા, એ પણ જૂઠી જાણ,
ગર્વ થવાનાં સાધન એ તો, ભોગવે તેહ અજાણ;
માન નવ તેનું રે, હશે તો ઘટશે વે'લું. દેવ૦ ૩
યોગી અમે ભાઈ યોગ તો સાધ્યો, કાપું તારો સંતાપ,
વાંઝિયાને હું દીકરો આપું, પણ મઠ કે'શે કોને બાપ;
તાપ એ તો તનના રે, લાગ્યું તને મૂઢ ઘેલું. દેવ૦ ૪
તું કહીશ કે પરમારથ કરીએ, તોય માંહી પ્રકટશે તાપ,

છોકરૂ નહિ આપુ તે તો આવી વળગશે, નિરાશી દેશે શાપ;
માપ જાશે બાપુ રે, બ્રહ્માનંદ નહિ રેવુ. દેવ૦ ૫

## કાફી ૩ જી.

યોગવાળા જોઈએ રે, તારી અલ્યા સિદ્ધિ કેવી;
પથ્થરની જેવી જોઈ રે, તેવી તો એ છે દેવ દેવી. ટેક. ૧
અણિમા એ તો તું પે'લી અફાળે, સિદ્ધિ શાણી હર તાપ,
એ વિષે હુ પૂછુ છુ હમણાં, દેજે તેનો તુ જબાબ;
પાપ નથી કે'જે રે, સિદ્ધિ તો અમે સેવી સેવી. યોગવાળા૦ ૨
અલ્યા ઇશ્વરે તારો નર દેહ બનાવ્યો, તે તજી થાયે તું માંખ,
ચકલી થઈ ચેં ચેં પેં પેં કરે, આવે બિલાડી તો તોડે પાંખ;
રાંક ત્યારે તુ તો રે, દશા તારી ગણું કેવી. યોગવાળા૦ ૩
સ્થૂળ દેહનો સૂક્ષ્મ દેહ કરો, એ તમારી સિદ્ધિનું જોર,
મોટાના અમે નાના થઈએ, જ્યાં ત્યાં કરો એવો તમે સોર;
તોર વધે તેથી રે, મૂકો મુક્તિ લેવી દેવી. યોગવાળા૦ ૪
લોક કે'શે ભાઇ માણસ મોટો, થઇ ગયો નરકનો જીવ,
આ નર દેહ ધરી તમે એવું ભૂલ્યા, ખાંતે ખોળવો શિવ;
બાપુ જીવ જાશે રે, થશે દશા જેવી તેવી. યોગવાળા૦ ૫

## કાફી ૪ થી.

યોગી કહું બીજુ રે, ધ્યાન દઈ સુણજો તમો;
ઊરમી શેણે શમે રે, મોટમપદ શેણે ધમો. ટેક. ૧

---

૨ અણિમા—સૂક્ષ્મરૂપ ધારણ કરવાની સિદ્ધિ. ૪ સ્થૂળ—મોટો સૂક્ષ્મ—નાનો. તોર—મદ.

૫ શિવ—કલ્યાણરૂપ આત્મા જેવી તેવી—અર્થાત્ હલકી.

૧ ઉરમી—મનને ઉછાળો. અથવા ટાઢ, તાપ, ભૂખ, તરસ, અને જન્મ-મરણ, એવી સ્થૂળ દેહની ૭ ઉર્મિયો ધમો—ધૂળ મેળવો.

યોગી બીજી સિદ્ધિ તે મહિમા તારી, તેનાં કરીએ વખાણ,
સમજ આવે તુને અભાગી, કદી ઓળખ્યું પદ નિરવાણ;
વાણ કહું સાચી રે, બાણ મારૂં હૃદ ખમો. યોગી૦ ૨
મહિમાએ તારો મહિમા વાધે, થાવો તમે યોગીરાજ,
પાડી હો તેના પાડા થઈ જાઓ, પછે ભેંશોના થાવ તમે રાજ;
લાજ નવ લાગે રે, નર દેહ નાખી ભમો. યોગી૦ ૩
કીડીના કુંજર થઈ બેસો, પછે પેસો કીચડ માંય,
રીબાઈ રીબાઈને મરો તમે યોગી, કો કાઢનારૂ નવ ત્યાંય;
સિદ્ધિ એવી સાચી રે, ઓળખો મૂઢ સાચો સમો. યોગી૦ ૪
ધીરને ભેટો જઈ સંશય નિવારે, મૂકી જેણે માથાફોડ,
નીરાંતના તો પહોંચી ગયા છે, પરથમથી ભાઈ કોડ;
આપુ જોડ ન તેની રે, વાહોલિયાં શેણે વમો. યોગી૦ ૫

## કાફી ૫ મી.

સુણો ઘર ત્રીજું રે, યોગના તમે અધિકારી;
દુઃખડાંમાં ભીજું રે, દયા આવે અતિશે તારી. ટેક. ૧
લઘિમા સિદ્ધિ ત્રીજી છે તારી, નથી અમારી એ સાર,
તાગેકાજે માથાફોડ કરૂં, કાંઇ સમજે તુ સાર અસાર;
ભાર શીદ વે'છે રે, ઉગરવાની નથી બારી. સુણો૦ ૨
ભાઇ મળમૂત્ર ખાઇ કદી ભુંડ થયો તુ, તેનું થવાય પતંગ,
દીપ દેખી તું મરવા પડે ત્યારે, તારૂં બળી જાય સહુ અંગ;
ભંગ થાય ભુંડા રે, કઇક જો તુ વિચારી. સુણો૦ ૩
લોક કે'શે મોટો પેટો હતો તે, થઇ ગયો ટેટારૂપ,

---

૨ મહિમા—મોટું કદ કરવાની સિદ્ધિનું નામ. નિરવાણ પદ—મોક્ષપદ.
૪ સમો—મનુષ્ય દેહરૂપી. ૫ મૂકી—પડીમૂકી. વમો—વામો—વામ ભરો.
૨ લઘિમા—હલકુંરૂપ ધારણ કરવાની શક્તિ.

યોગી ઉપરથી તું સારો દેખાઇશ, પણ ભૂલીશ ભુવનનો ભૂપ,
ચૂપ રહે ચેતી રે, શીખામણ માની મારી સુણો૦ ૪
ખરા થયા તેણે ખોળીને મૂક્યું, યોગ સાધનકેરું કામ,
સાધ્યને રસ્તે ઊતરિયા સૂધા, તરી ગયા એવા તમામ,
બાપુ સત્ય કે'છે રે, આખર જશે એ પર વારી સુણો૦ ૫

કાફી ૬ ઠ્ઠી.

કેવું છે ઘર ચોથું રે, તે તો આપું ઉઘાડી,
બેશે જાણ્યો પાડો રે, કે રાતે જાણી પાડી. ટેક -- ૧
એવો ભ્રમ ભાઈરે' નહિ તમને, એવી કરીશું વાત,
સિદ્ધિઓની અમે સહુ સમજાવું, એક એક લઈ જાત,
ભાત ભુંડી જેની રે, વીસરાવે મુક્તિ માડી. કેવું છે૦ ૨
ભાઈ ભૂતરૂપે તમે ભરમાશો, પ્રાપ્તિનો પામી પાર,
સર્વે પ્રાણીનું ઇંદ્રિ દેખાશે, એથી બાજી કયો સાર,
માર જાશે જમનો રે, વાત તમે જાણો ધાડી કેવું છે૦ ૩
વળી પ્રાણીઇંદ્રિનો દેવ દેખાશે, પછે તેનો જેહ સબંધ,
અજવાળું થઈ જશે એમ મન ધારો, હું તો ધાઉં થાશો અંધ,

બધ બહુ બાઝે રે, અજ્ઞાનની ઓઢો સાડી. કેવું છે૦ ૪
મારૂં ન માનો તો પૂછો શાણાને, ધીર જેવો ધનવંત,
નીરાંત કરે સહુ નીરાંત તારી, ભેટાડે ખરો ભગવત;
ચંત થાય ચોખુ રે, બાપુ મટે આંખ આડી. કેવુ છે૦ ૫

## કાફી ૭ મી.

પાંચમું પદ તારૂં રે, ખુલ્લુ કરે છે બાપુ;
વીણી વીણી આજે રે, હાથ તારે હુ આપું. ટેક. ૧
સૂરજ જેવો આજ થયો મારે, સિદ્ધિ પ્રાકાશ્ય ઉજાસ,
હવે મારે કંઈ બાકી નથી ભાઈ, જગત થયુ મારૂં દાસ;
પાસ રાખું તેને રે, આપે પેલું જેહ દાપુ. પાંચમુ૦ ૨
યોગી પરલોકમાં તારો બાપ બિરાજે, નરકકુંડમાં નાંય,
પ્રાકાશ્યવડે તને મોહું જણાયે, તારો બાપ ગોદા કેવા ખાય;
આય કેવી એની રે, દર્શન દઈ દુખ કાપુ. પાંચમુ૦ ૩
વળી આ લોકનાં છીનાળાં જાણે તું, યાંની ત્યાંની સહુ વાત,
યોગી મોટા થઈ મનમાં ફૂલો તમે, પણ ભૂલ્યા છો જાત;
જ્ઞાત મૂકી પેલી રે, ભાંગ્યાં હાડ પગ ચાપુ. પાંચમુ૦ ૪
એ જાણેથી અરથ એટલો, થયો જાણ્યા તમે મૂઢ,
પણ બ્રહ્મમાં તમે ભૂલા પડ્યા તેથી, વીસર્યા ગરૂડારૂઢ;
બાપુ ગૂઢ ગયુ નાસી રે, સિદ્ધિ કે'છે હું શાપુ. પાંચમુ૦ ૫

## કાફી ૮ મી.

બોધ કંઇ માનો રે, ભલુ તમે મનમાં ધરો;

---

૪ બધ-(કર્મ વાસનાના). ૫ ચંત-ચિત્ત.
૨ પ્રાકાશ્ય—ત્રણે લોકની વાત જાણવાની શક્તિરૂપ સિદ્ધિ. ૩ આય—શક્તિ. ૪ ચાપુ—પગનુ ચાપવું. ૫ ગૂઢ—ગૂઢ બ્રહ્મતત્વ.

યોગનો ગઢ મોટો રે, ભાઈ ધાર બેના છરો ટેક૦ ૧
છઠ્ઠુ પદ તમે પામીને બેઠા, થયા જોગધારી અનુપ,
અનુપમ રૂપ લાધ્યો તેથી અન્યા, ભૂ યો તુ તારૂ રૂપ,
કૂપ માહી પડિયો રે, ઊતર્યો નહિ તારો બરો બોધ૦ ૨
જેમ બાજીગર વસ્ત્રના બનાવે, પૂતળા તે પેરપેર,
પછી તેને થેઈ થેઇ નચાવે જોનાર આગળ મે'ર,
ફેર થાય કૂડો રે, ચાડિયાને ફે'રો ચરો બોધ૦ ૩
તેમ અ યા તુ સહુની માયા જાણે, ચાડિયો થઇ તતકાળ,
જ્ઞાનગર્થ નવ મળે કદા તો, તને મુકી કરશે બેહાલ,
માલ જાશે મૂળગો રે, દશે ત્યારે કરશો વરો બોધ૦ ૪
ઈશ્વિર માયાની માથાફોડ માહી, મરશો તમે મતિ મૂઢ,
કામ ક્રોધ લોભ આવી વળગશે, મોહ આદિક રિપુ ગઢ,
બૂઢ થઇશ કપિમા રે, બાપુ જ્ઞાન હૃદયે ભરો બોધ૦ ૫

કાફી ૯ મી

માનો માનો મારૂ રે, હઠયોગ મૂકી પરો,
નહિ વળે કઈ તારૂ રે, જાણજે એ તો છૂપો ધરો ટેક ૧
સાતમી સિદ્ધિ મોટામા મોટી, જેનુ વશિતા એવુ નામ,
એ મળી તેનુ તો કારજ સરી ગયુ, યોગવાળા કહેછે તમામ,
શ્યામ નથી એમા રે, વિશ્વામ સત શાણે કરો માનો૦ ૨
એક મહાઅજ્ઞાની દુખ વેઠે છે, રોગથી અપરમપાર,

---

૨ છઠ્ઠુ પદ—ઇશિત્વ સિદ્ધિરૂપ-બીજાના ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવાની શક્તિરૂપ સિદ્ધિ બરો—મદ

૩ ચરો—ફેરો અથવા ફરીને પૈશા મેળવો

૨ વશિતા સર્વને વશ કરવાની શક્તિરૂપ સિદ્ધિ બાપુઅ તેને ઇંદ્રિયોનો નિગ્રહ કરી વિષયથી અસગ રહેવાની શક્તિરૂપે વર્ણી જણાય છે

શ્યામ સલૂણા શુદ્ધ બુદ્ધ ભૂલી, અંતર પ્રગટી આગી,
રિતુ વસંત ને રમવા ચાલી, જેને વચન ગલોલી વાગી;
કામણગારે કોઇ પેર દાગી. લાલનસેં૦ ૨
પ્રેમ ગુલાલકી ઝોરી ભરકે, ગોઠ ગોવિંદજીકે માગી,
મન્મથ પૂર્ણ કરો હે મોરારિ, નારી નાચત કૂદત નાગી;
અનભે થઈ ભય ગયો ભાગી. લાલનસેં૦ ૩
બાંહ્ય પકરકે રાધે બોલી, કહાં જયો કાન કહોરી,
ભોજલનો સ્વામી સદા નિષ્કામી, પામી પ્રીતે શામ સુવાગી;
જેણે ઓઢી અવિચળ ધાગી. લાલનસેં૦ ૪

## પદ ૩ જું.

કોઇ હરદમ હોરી મચાવે, મચાવે કોઇ હરદમ હોરી. ટેક
નાભિકમળથી સુર ચલત હે, શબ્દમે સુરતી મિલાવે,
પસર્યું હોય તેને પાછુ સંકેલે, રેમ રેમ રંગ લાવે;
એણીપેરે પિયુકું રીઝાવે. કોય હરદમ૦ ૧

---

૨ સલૂણા—મીઠા—રમ્ય. હે શ્યામ! તમને જોઇને શુદ્ધ તથા બુદ્ધ હું ભૂલી છું—બ્રહ્મને વિષે એકતાનતા થવાથી બહિર્વૃત્તિ નાશ પામી છે. ( એ રીતે બધે આધ્યાત્મ પરત્વે અર્થ બેસાડવો ). રિતુ—ઋતુ. વચન ગલોલી—( ગુરૂ ઉપદેશરૂપી ). દાગી—ડાઘ કર્યો—નિશાની કરી.

૩ ઝોરી—ઝોળી. ગોવિંદજીકે—ગોવિંદની પાસે મન્મથ-કામ-બ્રહ્માનંદરૂપી કામના. નારી—( બુદ્ધિરૂપી ). નાગી—વાસનારૂપી વસ્ત્ર વિનાની. અનભે—નિર્ભય. સુવાગી—સુહાગી

૧ હરદમ—હમેશ. નાભિકમળમાંથી સુર ચલત હે—ચાલે છે-નિકળે છે. તે શબ્દમેં—તે સુરમાં સુરતી અંતર્વૃત્તિ મિલાવે—મેળવે છે. પસર્યું ઈ૦—પસર્યું હોય તેને પાછું સંકેલે—સંકેલી લઈ રેમે રેમે—રોને રામ રંગ લાવે—લગાડે છે. તાત્પર્ય કે નાભિકમળમાંથી ( જે ગુરૂનો શબ્દ નીકળે ) તેમાં અંતર્વૃત્તિ મેળવી ( મન આદિક ) જે પસરી ગયું હોય ( ફેલાઈ ગયું હોય )

હદ ને બેહદ છૂટી ગઈ, અનહદ ઉઠી લે'ર બલજાઉં;
ગુણ ને અવગુણ સે'જે ગળ્યા, નહિ પ્રીતિ ને વેર મહાદશા૦ ૪
એવા સુખ કોઈ સજોગિયા માણશે, સોળ સજી શણગાર બલજાઉં,
ભોજો ભગત કહે એવી ભક્તિ કરતા તે, પો'ચ્યા છે પરા ને પાર મા૦ ૫

## કવિત ૧ લું

ભાવ શંખ માથે ભારે બે, ભક્તિતણો તુ છેડો ગ્રે',
નિઠતો નો સાઇ સાચો છે, જો ચાલ્ય તો અમર રે' ૧
જો ચેત તો સુખે પાળ, જમકિંકરને પાછા વાળ્ય,
જો સૂઇ રે' નહિ આતમરામ, ભેલાઇ જાશે તારૂ ગામ ૨
આ કળિયુગમા લાગે બીક, તેમા રહેવુ ઠીકોઠીક,
જમકિંકરની ભારે વાત, ભેળી ગે'ર ઉપજાવે ઘાત ૩
જે કોઈ નગ પગથિયે ચઢે, હડશેલે તો પાછા પડે,
એ દૈત્યોનુ બળ છે બહુ, ભવસાગરમા રહ્યા છે સહુ ૪
કોઈ કોઈ આવીને આફળ્યા, થયુ ધિંગાણુ ધરાર,
દૈત્ય લાગ્યા ડોલવા, તેને બરછિયુના માર ૫
બાંધવા હતા તે તતરિયા, શત્રુ ભાગ્યા ચાર,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, પછે વરતાણો જેજેકાર ૬

---

૫ સજોગિયા—મારા સંજોગ ( સરાર )વાળા

૧ નિઠનો ઈ૦—તુ ભક્તિ કરતા પાછો હઠતો નો ( નહિ ), કેમકે સાઇ ( પરમેશ્વર ) સાચો છે ચાલ્યા—( ભક્તિને માર્ગે )

૨ જો ઈ૦—જો તુ સૂઇ રહે તો આતમરામ—આત્મારામને જાણે નહિ અને ન જાણે તો તારૂ શરીરરૂપી ગામ ભેનાઈ જશે—શરીરનો નાશ થઇ જાગે તેને—જે ચેત્યા નથી તેને ૦

૪ દૈત્ય—કામાદિક ૬ બાંધવા ઈ૦—ભોજો ભગત કહે છે કે ગુરૂપ્રતાપે જેને બાંધવા હતા તે તતરિયા—ત્રાગે રહી ગયા કે તણાઇ ગયા(?)અને ચાર શત્રુ—કામ, ક્રોધ, લોભ, મોહ એ પણ ભાગી ગયા પછી જેજેકાર વરતાણે — વ્રતાઇ

## કવિત ૨ જું.

આ કળિયુગમાં એવું થયું, માન મોટાનું ઘટી ગયું;
સુરિનર મુનિવર ભેઠા ખાય, કાયર ઉઠી રણમાં જાય. ૧
કીડી બેડી કટકાયું કરે, બાણ લઇને જુદ્ધા ફરે;
બાણના બળિયા દીસે બહુ, તેની વાત કરે તે માને સહુ. ૨
કામ ક્રોધ મદ મોહ ને દામ, જેસે ઠાઉકું કીધું કામ;
હાથ ન રહે ને હડી કરે, મરતાશુ ભેલા મરે. ૩
ચાર યુગમાં પોતે ફરે, ચકવે રાજ સંસારમાં કરે;
સોંઢા રાજા ન ગાંજે કોય, પલમાં નગરી બેલી જોય. ૪
દશ દરવાજા હાથે દઇ, ગઢકોટમાં સૂતા જઇ;
ભારે શે'ર ભૂલવણી માંહી, સર્વે સસાર તો રહ્યો ધુચાઈ. ૫
અંધા નર આફળે, જ્યાં જાય ત્યાં આડો કોટ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, નર નીકળ્યા કોડ્યમાં કોક. ૬

## કવિત ૩ જું.

હેત વિના ન હાલિયે જેમ, ગોકિર ચઢિયું ગામ;
પડતો પૂરાનો પૂગશે સન્મુખ લડવાને શ્યામ. ૧

---

૧ મોટાનું—બ્રાહ્મણાદિકનુ. કાયર—શૂદ્રાદિક. ૨ કટકાયું—કરડાગીઓ. કીડી—માયારૂપી. બાણ—પંચ વિષયરૂપી જુદ્ધા—કામાદિક તેની—વિષયની.

૩ કામ ઇ૦—કામાદિક જેવાએ ઠાઉકું (વ્યવહારમાં ઠરેલ) કામ કીધુ. હાથ ઇ૦—કામાદિક હાથમા રહેતા નથી તે (પણ) હડી કરે છે—ધસે છે અને મરનારનીસાથે મરે છે—અર્થાત્ ફરી જન્મતાની સાથે જન્મે છે. અથવા મરનારની સાથે (જીવન્મુક્ત થનારની સાથે) મરે છે—નાશપામેછે.

૪ સોંઢા—જોરાવર-ઠગ. રાજા—કામાદિક. ગાંજે—જીતે (કામાદિકને). નગરી—દેહરૂપી. બેલી-ઉજડ કરી. ૫ દશ દરવાજા—દેહના દશ દ્વાર. ગઢકોટ—અંત કરણરૂપી. શેહેર—દેહ રૂપી.

૧ હેત ઇ૦—જેમ ગોકિરમાં (ભુમિયામાં) હેત હોય તો ગામ ચઢે

હદ ને બેહદ છૂટી ગઇ, અનહદ ઉઠી લે'ર બલજાઉં;
ગુણ ને અવગુણ સે'જે ગળ્યા, નહિ પ્રીતિ ને વેર. મહાદશા૦ ૪
એવાં સુખ કોઈ સંજોગિયા માણશે, સોળ સજી શણગાર બલજાઉં;
ભોજો ભગત કહે એવી ભક્તિ કરતા તે, પો'ચ્યા છે પરા ને પાર. મા૦ ૫

## કવિત ૧ લું.

ભાવ રાખ માથે ભારે બે, ભક્તિતણો તું છેડો એ';
નિઠતો નો સાંઇ સાચો છે, જો ચાલ્ય તો અમર રે'. ૧
જો ચેત તો સુખે પાળ, જમકિંકરને પાછા વાળ્ય;
જો સૂઇ રે' નહિ આતમરામ, ભેલાઇ જાશે તારૂં ગામ. ૨
આ કળિયુગમાં લાગે બીક, તેમાં રહેવુ ઠીકોઠીક;
જમકિંકરની ભારે વાત, ભેળી શે'ર ઉપજાવે ઘાત. ૩
જે કોઈ નર પગથિયે ચઢે, હડશેલે તો પાછા પડે;
એ દૈત્યોનુ બળ છે બહુ, ભવસાગરમાં રહ્યા છે સહુ. ૪
કોઈ કોઈ આવીને આફળ્યા, થયું ધિંગાણું ધશર;
દૈત્ય લાગ્યા ડોલવા, તેને બરછિયુંના માર. ૫
બાંધવા હતા તે તલરિયા, શત્રુ ભાગ્યા ચાર;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, પછે વરતાણો જેજેકાર. ૬

---

૫ સંજોગિયા–સારા સંજોગ ( સંસ્કાર )વાળા.

૧ નિઠનો ઈ૦–તુ ભક્તિ કરતા પાછો હઠનો નો ( નહિ ), કેમકે સાંઇ ( પરમેશ્વર ) સાચો છે. ચાલ્યા–( ભક્તિને માર્ગે ).

૨ જો ઈ૦–જો તું સૂઇ રહે તો આતમરામ–આત્મારામને જાણે નહિ અને ન જાણે તો તારૂ શરીરરૂપી ગામ ભેલાઈ જશે–શરીરનો નાશ થઇ જાગે. તેને–જે ચેત્યા નથી તેને.

૪ દૈત્ય–કામાદિક ૬ બાંધવા ઈ૦–ભોજો ભગત કહે છે કે, ગુરૂપ્રતાપે જેને બાંધવા હતા તે તલરિયા–તળેર રહી ગયા કે તણાઇ ગયા(?)અને ચાર શત્રુ–કામ, ક્રોધ, લોભ, મોહ એ પણ ભાગી ગયા પછી જેજેકાર વરતાણો–વરતાઇ રહ્યો.

## કવિત ૨ જું.

આ કળિયુગમાં એવું થયું, માન મોટાનું ઘટી ગયુ;
સુરિનર મુનિવર ખોડા ખાય, કાયર ઉઠી રણમાં જાય. ૧
કીડી બેઠી કટકાયું કરે, બાણ લઇને જુદ્ધા ફરે;
બાણના બળિયા દીસે બહુ, તેની વાત કરે તે માને સહુ. ૨
કામ ક્રોધ મદ મોહ ને દામ, જેસે ઠાઉકું કીધુ કામ;
હાથ ન રહે ને હડી કરે, મરતાશુ ભેલા મરે. ૩
ચાર યુગમાં પોતે ફરે, ચકવે રાજ સસારમાં કરે;
સોંઠા રાજા ન ગાંજે કોય, પલમાં નગરી ભેઠી જાય. ૪
દશ દરવાજા હાથે દઇ, ગઢકોટમા સૂતા જઇ;
ભારે શે'ર જુલાવણી માંહી, સર્વે સસાર તો રહ્યો ધુચાઈ. ૫
અધા નર આફળે, જ્યાં જાય ત્યાં આડો કોટ;
ભોજો ભગત કહે ગુરુપ્રતાપે, નર નીકળ્યા ક્રોડ્યુમાં કોક. ૬

## કવિત ૩ જું.

હેત વિના ન હાલિયે જેમ, ગોકિર ચઢિયુ ગામ;
પડતો પૂરાનો પૂગશે સન્મુખ લડવાને શ્યામ. ૧

---

૧ મોટાનુ–બ્રાહ્મણાદિકનુ. કાયર–શૂદ્રાદિક. ૨ કટકાયું–કરડાગીઓ. કીડી––માયારૂપી. બાણ–પચ વિષયરૂપી જુદ્ધા–કામાદિક તેની–વિષયની

૩ કામ ઇ૰—કામાદિક જેનાએ ઠાઉકુ (વ્યવહારમા ઠરેલ) કામ કીધુ. હાથ ઇ૰—કામાદિક હાથમાં રહેતા નથી તે (પણ) હડી કરે છે–ધસે છે અને મરનારની સાથે મરે છે—અર્થાત્ ફરી જન્મતાની સાથે જન્મે છે. અથવા મરનારની સાથે (જીવન્મુક્ત થનારની સાથે) મરે છે–નાશપામેછે.

૪ સોંઠા—જોરાવર–દંગ. રાજા–કામાદિક ગાજે–જીતે (કામાદિકને). નગરી–દેહરૂપી. ભેઠી–ઉજ્જડ કરી. ૫ દશ દરવાજા—દેહના દશ દ્વાર ગઢકોટ–અંત કરણરૂપી શેહેર–દેહ રૂપી.

૧ હેત ઇ૰—જેમ ગોફિરમા (જુમિયામાં) હેત હોય તો ગામ ચઢે

